












# શ્રી ધર્મધ્યાન

અને

# સજ્ઝાયમાળા





છપાવી પ્રસિદ્ધ કરનાર

**શ્રી. શામજી વેલજી વીરાણી**

**અને શ્રી. કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ**

૬, દિવાન પરા, રાજકોટ

# અનુક્રમણિકા


| નંબર | વિષય | પૃષ્ટ |
| --- | --- | --- |
| ૧ | નિવેદન | ૯ |
| ૨ | સ્વયંદીક્ષિત બા. બ્ર. શ્રી વિનોદમુનિજી અંગે શ્રી ફલોદી સંઘનું વર્ણન. | ૧૧ |
| ૩ | બા બ્ર. શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર | ૨૫ |
| ૪ | આદર્શ બતાકર ચલે ગયે | ૩૬ |
| ૫ | પુસ્તકોનું લીસ્ટ. | |
| ૬ | સ્વર્ગસ્થોની તિથીઓ | |
| ૭ | સાશના સંહાર વિષે. | |
| ૮ | આચાર્ય દેવો ભવ. | |
| ૯ | અર્હંતો ભગવંત સ્તુતિ | ૧ |
| ૧૦ | પંચ પરમેષ્ઠિને નમસ્કાર | ૨ |
| ૧૧ | અનુપૂર્વિ | ૩ |
| ૧૨ | મર્યાદા શા માટે ? | ૧૪ |
| ૧૩ | વ્રત આદરવાની શી જરૂર છે ? | ૧૫ |
| ૧૪ | બાર વ્રત | ૧૮ |
| ૧૫ | શ્રાવકના દસ પચ્ચક્ખાણ | ૫૬ |
| ૧૬ | લીધેલાં વ્રત નિભાવવા માટે થોડીક કુંચીઓ | ૫૯ |
| ૧૭ | અધ્યયનો ( પુચ્છિસુ ણુ ) | ૬૫ |
| ૧૮ | પરચુરણ ગાથાઓ ( મૂળ ) | ૬૭ |
| ૧૯ | દશવૈકાલિક સૂત્રના અધ્યયન ૧ થી ૪ | ૬૯ |
| ૨૦ | ઉત્તરાધ્યયન સૂત્ર મૂળપાઠ અધ્યયન ૧, ૨, ૩, ૪, ૯, ૧૦, ૨૮ | ૭૫-૯૬ |
| ૨૧ | શ્રી ભક્તામર સ્તોત્ર ગુજરાતી | ૯૭ |
| ૨૨ | શ્રી કલ્યાણ મંદિર સ્તોત્ર | ૧૦૫ |
| ૨૨ | શ્રી ચિંતામણી પાર્શ્વનાથ સ્તોત્ર | ૧૧૨ |
| ૨૪ | ॐ ઘંટાકર્ણ | ૧૧૫ |

| નબર | વિષય | પૃષ્ટ |
|---|---|---|
| ૨૫ | શ્રી રત્નાકર પચ્ચીસી | ૧૧૬ |
| ૨૬ | બાર ભાવના | ૧૨૬ |


## સજ્ઝાયમાળા


| | | |
|---|---|---|
| ૨૭ | સંસાર અસાર છે | ૧૩૦ |
| ૨૮ | કર્મથી કંગાળેલા આત્માને જિનરાજદેવ પ્રત્યે ઉદ્ગારો. | ૧૩૧ |
| ૨૯ | જીવા પાંત્રીસી | ૧૩૩ |
| ૩૦ | સિદ્ધ પરમાત્માની સ્તુતિ | ૧૩૭ |
| ૩૧ | શ્રી શાંતિનાથ સ્વામીનો છંદ | ૧૩૮ |
| ૩૧ | શ્રી ગૌતમ સ્વામીનો છંદ, શ્રી સતીનો છંદ | ૧૪૦ |
| ૩૩ | શ્રી ચિંતામણી પાર્શ્વનાથનો છંદ | ૧૪૨ |
| ૩૪ | શ્રી મહાવીર સ્વામીનો છંદ | ૧૪૪ |
| ૩૫ | શ્રી પાંસઠીઆ યંત્રનો છંદ | ૧૪૫ |
| ૩૬ | શ્રી નવકારનો છંદ | ૧૪૬ |
| ૩૭ | શ્રી નવકાર મંત્ર માહાત્મ્ય | ૧૪૭ |
| ૩૮ | શ્રી દીવાળીનું સ્તવન | ૧૪૯ |
| ૩૯ | શ્રી અમૂલ્ય તત્વ વિચાર | ૧૫૧ |
| ૪૦ | શ્રી વૈરાગ્ય ઉપદેશ | ૧૫૨ |
| ૪૧ | શ્રી આત્મોપદેશ—હરિગીત | ૧૫૩ |
| ૪૨ | શ્રાવકના ત્રણ મનોરથ | ૧૫૪ |
| ૪૩ | પંચ પરમેષ્ટિને વંદણા | ૧૫૫ |
| ૪૪ | શ્રી તીર્થંકર વાણીમાહાત્મ્ય | ૧૫૭ |
| ૪૫ | સ્વ. પૂજ્ય ગુરુદેવ શ્રી જયચંદ્રજી સ્વામીને વંદન | ૧૫૭ |
| ૪૬ | સ્વ. પૂજ્ય ગુરુદેવ તપસ્વી માણેકચંદજી સ્વામીને વંદન | ૧૫૮ |
| ૪૭ | પૂજ્ય ગુરુદેવ પંડિતરત્ન પ્રા. મ. માણેકલાલજી સ્વામીને વંદન | ૧૫૮ |
| ૪૮ | ઉપદેશી દોહરા | ૧૫૯ |
| ૪૯ | વિશ્વ વત્સલ સંઘનું ગાન | ૧૬૬ |
| ૫૦ | આત્મ ચિંતન | ૧૬૭ |

| નંબર | વિષય | પૃષ્ટ |
|---|---|---|
| ૫૧ | પ્રભુનુ નામ રસાયણુ સેવે | ૧૬૭ |
| ૫૨ | શ્રી સાધુ વદણા | ૧૬૮ |
| ૫૩ | શ્રી લઘુ સાધુવદનાની સજ્ઝાય | ૧૭૭ |
| ૫૪ | શ્રી વીરજિનના ચૌદ સ્વપ્નનુ સ્તવન | ૧૭૮ |
| ૫૫ | શ્રી જીવરાશિની સજ્ઝાય | ૧૭૯ |
| ૫૬ | શ્રી ચાર શરણા પ્રારભ | ૧૮૨ |
| ૫૭ | આલોયણા | ૧૮૩ |
| ૫૮ | શ્રી સીમધરજિન સ્તવન | ૧૮૫ |
| ૫૯ | શ્રી અનાથી મુનિની સજ્ઝાય | ૧૮૫ |
| ૬૦ | શ્રી ક્રોધની સજ્ઝાય | ૧૮૬ |
| ૬૧ | શ્રી માનની સજ્ઝાય, શ્રી માયાની સજ્ઝાય | ૧૮૭ |
| ૬૨ | શ્રી લોભની સજ્ઝાય | ૧૮૮ |
| ૬૩ | શ્રી જંબુસ્વામીની સજ્ઝાય | ૧૮૮ |
| ૬૪ | શ્રી ઉપદેશી સજ્ઝાય | ૧૮૯ |
| ૬૫ | શ્રી કુથુ જિન સ્તવન | ૧૯૧ |
| ૬૬ | ધર્મજીવન સ્તવન | ૧૯૨ |
| ૬૭ | શ્રી અનત જિન સ્તવન | ૧૯૩ |
| ૬૮ | શ્રી અજિત જિન સ્તવન | ૧૯૪ |
| ૬૯ | જ્ઞાનોપદેશી પદ | ૧૯૪ |
| ૭૦ | શ્રી ઋષભ જિન સ્તવન | ૧૯૫ |
| ૭૧ | શ્રી ઋષભદેવ જિન સ્તવન | ૧૯૫ |
| ૭૨ | શ્રી અજિતનાથ જિન સ્તવન | ૧૯૬ |
| ૭૩ | શ્રી પ્રાર્શ્વનાથ સ્વામીની લાવણી | ૧૯૬ |
| ૭૪ | શ્રી રાજેમતી રહનેમિની સજ્ઝાય | ૧૯૯ |
| ૭૫ | શ્રી રાત્રિ ભોજનની સજ્ઝાય | ૨૦૦ |
| ૭૬ | શ્રી અરણિકમુનિની સજ્ઝાય | ૨૦૨ |
| ૭૭ | શ્રી મહાવીર સ્વામીના સત્તાવીશ ભવનુ પચઢાળિયુ | ૨૦૨ |
| ૭૮ | શ્રી પાર્શ્વજિનનુ સ્તવન | ૨૦૮ |

| નંબર | વિષય | પૃષ્ટ |
|---|---|---|
| ૫૧ | પ્રભુનુ નામ રસાયણ સેવે | ૧૬૭ |
| ૫૨ | શ્રી સાધુ વંદણા | ૧૬૮ |
| ૫૩ | શ્રી લઘુ સાધુવંદનાની સજ્ઝાય | ૧૭૭ |
| ૫૪ | શ્રી વીરજિનના ચૌદ સ્વપ્નનુ સ્તવન | ૧૭૮ |
| ૫૫ | શ્રી જીવરાશિની સજ્ઝાય | ૧૭૯ |
| ૫૬ | શ્રી ચાર શરણાં પ્રારંભ | ૧૮૨ |
| ૫૭ | આલોયણા | ૧૮૩ |
| ૫૮ | શ્રી સીમંધરજિન સ્તવન | ૧૮૫ |
| ૫૯ | શ્રી અનાથી મુનિની સજ્ઝાય | ૧૮૫ |
| ૬૦ | શ્રી ક્રોધની સજ્ઝાય | ૧૮૬ |
| ૬૧ | શ્રી માનની સજ્ઝાય, શ્રી માયાની સજ્ઝાય | ૧૮૭ |
| ૬૨ | શ્રી લોભની સજ્ઝાય | ૧૮૮ |
| ૬૩ | શ્રી જંબુસ્વામીની સજ્ઝાય | ૧૮૮ |
| ૬૪ | શ્રી ઉપદેશી સજ્ઝાય | ૧૮૯ |
| ૬૫ | શ્રી કુંથુ જિન સ્તવન | ૧૯૧ |
| ૬૬ | ધર્મજીવન સ્તવન | ૧૯૨ |
| ૬૭ | શ્રી અનંત જિન સ્તવન | ૧૯૩ |
| ૬૮ | શ્રી અજિત જિન સ્તવન | ૧૯૪ |
| ૬૯ | જ્ઞાનોપદેશી પદ | ૧૯૪ |
| ૭૦ | શ્રી ઋષભ જિન સ્તવન | ૧૯૫ |
| ૭૧ | શ્રી ઋષભદેવ જિન સ્તવન | ૧૯૫ |
| ૭૨ | શ્રી અજિતનાથ જિન સ્તવન | ૧૯૬ |
| ૭૩ | શ્રી પાર્શ્વનાથ સ્વામીની લાવણી | ૧૯૬ |
| ૭૪ | શ્રી રાજેમતી રહનેમિની સજ્ઝાય | ૧૯૯ |
| ૭૫ | શ્રી રાત્રિ ભોજનની સજ્ઝાય | ૨૦૦ |
| ૭૬ | શ્રી અરણિકમુનિની સજ્ઝાય | ૨૦૨ |
| ૭૭ | શ્રી મહાવીર સ્વામીના સત્તાવીશ ભવનુ પંચઢાળિયુ | ૨૦૨ |
| ૭૮ | શ્રી પાર્શ્વજિનનુ સ્તવન | ૨૦૮ |

| નબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૭૯ | ચોવીશ તીર્થંકરનું ચોઢાળિયું | ૨૦૯ |
| ૮૦ | શ્રી નેમનાથનું સ્તવન | ૨૧૨ |
| ૮૧ | સાધુજીને વાંદવા જવાની સજ્ઝાય | ૨૧૨ |
| ૮૨ | શીળવતા સાધુની સજ્ઝાય | ૨૧૪ |
| ૮૩ | સાધુને સ્રીનો સંગ તજવા વિષે | ૨૧૫ |
| ૮૪ | શ્રી ઉપદેશી સજ્ઝાય | ૨૧૭ |
| ૮૫ | કામિનીના દુર્ગુણ વિષે | ૨૧૯ |
| ૮૬ | પશ્ચાતાપ કે આત્મદોષની કબુલાત | ૨૨૧ |
| ૮૭ | શ્રી કૃષ્ણવાસુદેવની સજ્ઝાય | ૨૨૩ |
| ૮૮ | શ્રી મનભમરાની સજ્ઝાય | ૨૨૪ |
| ૮૯ | શ્રી એલાચીકુમારની સજ્ઝાય | ૨૨૫ |
| ૯૦ | શ્રી વાદની સજ્ઝાય | ૨૨૭ |
| ૯૧ | ધર્મપ્રભાવ | ૨૨૮ |
| ૯૨ | સંસારની અસારતા | ૨૨૯ |
| ૯૩ | શ્રી અજિતનાથ સ્વામીની લાવણી | ૨૩૦ |
| ૯૪ | શ્રી નેમ-રાજેમતીના બાર માસ | ૨૩૧ |
| ૯૩ | તપની સજ્ઝાય | ૨૩૩ |
| ૯૪ | વૈરાગ્યોપદેશી પદ | ૨૩૪ |
| ૯૫ | પરમપદ પ્રાપ્તિની ભાવના | ૨૩૫ |
| ૯૬ | ચંદ્રગુપ્ત રાજાના સોળ સ્વપ્નની લાવણી | ૨૩૮ |
| ૯૭ | પાંચ ગતિમાં જવાનાં કારણો | ૨૪૨ |
| ૯૮ | પાંચ પ્રમાદ તજી પડીકમણું સાંજ સવાર કીજીએ. | ૨૪૩ |
| ૯૯ | પ્રતિક્રમણ કરવા વિષે | ૨૪૪ |
| ૧૦૦ | બાર વ્રતના છપ્પા | ૨૪૫ |
| ૧૦૧ | પ્રભાતિયું | ૨૪૮ |
| ૧૦૨ | શ્રી દાન, શીલ તપ અને ભાવનું પ્રભાતિયું | ૨૪૯ |
| ૧૦૩ | સ્વારથકી સબ હૈ રે સગાઇ | ૨૪૯ |
| ૧૦૪ | ઉપદેશી પ્રભાતી સ્તવન | ૨૪૯ |

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૦૫ | શ્રી ચોવીશ જિન આરતી | ૨૫૦ |
| ૧૦૬ | શાસનમંડળ શામજી | ૨૫૧ |
| ૧૦૭ | મહાવીર સુકાની થઈને સંભાળ | ૨૫૧ |
| ૧૦૮ | જાગ મુસાફીર ભર દરિયામાં | ૨૫૨ |
| ૧૦૯ | મહાવીર મહાવીર કે તો જા | ૨૫૩ |
| ૧૧૦ | જીવલડા જાણીલે મહાવીર ધર્મને | ૨૫૩ |
| ૧૧૧ | એક અરિહંત કેરો મારે આશરો | ૨૫૪ |
| ૧૧૨ | ચાર શરણ | ૨૫૬ |
| ૧૧૩ | ધૂન | ૨૫૭ |
| ૧૧૪ | ઈચ્છુ નિશદિન એવું દેવ | ૨૫૭ |
| ૧૧૫ | વીર પ્રભુની પ્રાર્થના | ૨૫૮ |
| ૧૧૬ | મન તુ કરી લે વિચાર | ૨૫૮ |
| ૧૧૭ | જીવન થોડુ રહ્યુ | ૨૫૯ |
| ૧૧૮ | જાગ મુસાફિર | ૨૫૯ |
| ૧૧૯ | મારા જીવન કેરી નાવ | ૨૬૦ |
| ૧૨૦ | મુજને મારગડો દેખાડો | ૨૬૦ |
| ૧૨૧ | જાગજે જાગજે જીવડા જાગજે રે | ૨૬૦ |
| ૧૨૨ | સ્થાનકમા આવજો હો | ૨૬૧ |
| ૧૨૩ | એ રસ્તા પર ચાલીયે | ૨૬૨ |
| ૧૨૪ | રટીલ્યો મહાવીર નામને | ૨૬૨ |
| ૧૨૫ | આટલુ તો આપજે ભગવાન | ૨૬૩ |
| ૧૨૬ | જન્મ ધરે આ જગતમાં | ૨૬૩ |
| ૧૨૭ | હે પ્રભુ | ૨૬૪ |
| ૧૨૮ | પાર કરજે | ૨૬૫ |
| ૧૨૯ | કર્મ કથન | ૨૬૬ |
| ૧૩૦ | નરસા શ્રાવક વિષે | ૨૬૭ |
| ૧૩૧ | બ્રહ્મચર્યની નવવાડ | ૨૬૮ |
| ૧૩૨ | શ્રાવકના એકવીસ ગુણ | ૨૬૮ |

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૩૩ | શ્રાવકના એકવીસ ગુણો | ૨૬૯ |
| ૧૩૪ | અંત સમે આવજો | ૨૭૦ |
| ૧૩૫ | ચિત્ત મુનિ અને બ્રહ્મદત્ત | ૨૭૦ |
| ૧૩૬ | માર્ગાનુસારીના પાંત્રીસ બોલ | ૨૭૯ |
| ૧૩૭ | પાપનું પ્રાયશ્ચિત | ૨૮૧ |
| ૧૩૮ | સાધક સહચરી | ૨૮૫ |
| ૧૩૯ | આત્મવર્ગ | ૨૮૯ |
| ૧૪૦ | ધર્મમાર્ગ | ૨૮૯ |
| ૧૪૧ | વિકાસ વર્ગ | ૨૯૦ |
| ૧૪૨ | મત વિચાર વર્ગ | ૨૯૧ |
| ૧૪૩ | બ્રહ્મચર્ય વર્ગ | ૨૯૩ |
| ૧૪૪ | શુદ્ધિ વર્ગ | ૨૯૩ |
| ૧૪૫ | શ્રમણ વર્ગ | ૨૯૪ |
| ૧૪૬ | કર્મ વર્ગ | ૨૯૬ |
| ૧૪૭ | વિશ્વવર્ગ | ૨૯૬ |
| ૧૪૮ | વૈરી વર્ગ | ૨૯૭ |
| ૧૪૯ | પાપશ્રમણ વર્ગ | ૨૯૭ |
| ૧૫૦ | જાતિ વર્ગ | ૨૯૮ |
| ૧૫૧ | શિક્ષા વર્ગ | ૨૯૯ |
| ૧૫૨ | સંવેગ ભાવના | ૩૦૧ |
| ૧૫૩ | મારી ચાર ભાવના | ૩૦૩ |
| ૧૫૪ | વિશ્વ ભાવના | ૩૦૪ |
| ૧૫૫ | જીવના આઠ પ્રકારના સંબંધી અષ્ટક | ૩૦૫ |
| ૧૫૬ | માટીનો મીનારો | ૩૦૬ |
| ૧૫૭ | મંગલ પ્રભાત | ૩૦૭ |
| ૧૫૮ | શુભ પ્રભાત | ૩૦૭ |
| ૧૫૯ | શુભ પ્રભાત | ૩૦૮ |
| ૧૬૦ | શુભ સંધ્યા | ૩૦૯ |

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૬૧ | શનિ સંધ્યા | ૩૦૯ |
| ૧૬૨ | છેલાઈ વિષે | ૩૧૦ |
| ૧૬૩ | કર્મની રેખ ન ટાળવા વિષે | ૩૧૦ |
| ૧૬૪ | છેલ્લી શીખ | ૩૧૦ |
| ૧૬૫ | જનની | ૩૧૧ |
| ૧૬૬ | ધનજી ઉઘાડે પાય | ૩૧૩ |
| ૧૬૭ | વાડો વાળી બેઠા રે | ૩૧૪ |
| ૧૬૮ | શરણાઇવાળો | ૩૧૪ |
| ૧૬૯ | નમેલી ડોશી | ૩૧૫ |
| ૧૭૦ | નાણાનું જાપ જપનાર | ૩૧૫ |
| ૧૭૧ | અનિત્ય સાહેબી | ૩૧૬ |
| ૧૭૨ | જ્યાં સાસુ–વહુનો મેળ હશે | ૩૧૬ |
| ૧૭૩ | ક્ષમા યાચના | ૩૧૭ |
| ૧૭૪ | મારા જેવો અધમ કોણ | ૩૧૭ |
| ૧૭૫ | પ્રભુના નામ વિના | ૩૧૮ |
| ૧૭૬ | ખબર નહીં | ૩૧૮ |
| ૧૭૭ | ભજનગઢ બાંધો | ૩૧૯ |
| ૧૭૮ | ઔરનકી આશા | ૩૨૦ |
| ૧૭૯ | જગ બંધનની જેલ | ૩૨૦ |
| ૧૮૦ | જો વિચારી જીવ | ૩૨૧ |
| ૧૮૧ | ગોઝારા આગણા | ૩૨૧ |
| ૧૮૨ | યોગી રમે સમભાવમા | ૩૨૨ |
| ૧૮૩ | હીરાનુ વેપાર | ૩૨૨ |
| ૧૮૪ | આવકારો | ૩૨૩ |
| ૧૮૫ | કર્મનકી ગત ન્યારી | ૩૨૪ |
| ૧૮૬ | આંધળી માનો કાગળ | ૩૨૪ |
| ૧૮૭ | જાજે તારા બાપને ચીલે | ૩૨૫ |
| ૧૮૮ | વીરની વાણી | ૩૨૬ |

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૮૯ | ઘટડી | ૩૨૭ |
| ૧૯૦ | ભુલા પડયા | ૩૨૭ |
| ૧૯૧ | મોંઘેરૂ માનવ જીવન | ૩૨૮ |
| ૧૯૨ | જે ગમે જગત્ ગુરુ, | ૩૨૯ |
| ૧૯૩ | જ્યાં લગી આત્મા | ૨૯ |
| ૧૯૪ | રાત રહે જ્યાહરે પાછલી ખટ ઘડી | ૩૩૦ |
| ૧૯૫ | ઘુંઘટકા પટ ખોલરે, રામ નામ રસ પીલે | ૩૩૧ |
| ૧૯૬ | જો તુમ તોડો પિયા મે નાહિં તોડુ રે | ૩૩૧ |
| ૧૯૭ | કયૂં રે નીંદ ભર સોયા | ૩૩૨ |
| ૧૯૮ | બિરથા જનમ ગુમાયો | ૩૩૨ |
| ૧૯૯ | મન તું ગમાર થામાં | ૩૩૩ |
| ૨૦૦ | અમે તો આજ તમારા બે દિનના મહેમાન | ૩૩૩ |
| ૨૦૧ | મન મેલ હવે મજરૂરી | ૩૩૪ |
| ૨૦૨ | કોઈ ઇધર ગયા, કોઈ ઉધર ગયા | ૩૩૪ |
| ૨૦૩ | ઉપવાસનું અમૂલ્ય ફળ | ૩૩૫ |
| ૨૦૪ | કેટલાક જાણવા યોગ્ય અષ્ટકો | ૩૩૫ |
| ૨૦૫ | ઉવસગ્ગહર સ્તવનમ્ | ૩૩૬ |
| ૨૦૬ | શ્રી ગૌતમ કુલક | ૩૩૮ |
| ૨૦૭ | શ્રી ભાવના કુલક | ૩૪૩ |
| ૨૦૮ | શ્રી ગુણાનુરાગ કુલક | ૩૪૯ |
| ૨૦૯ | ચૌદ ગુણસ્થાનની વિગત | ૩૫૫ |
| ૨૧૦ | પાંચમો આરો પ્રવર્તે થકે ત્રીશ બોલ પ્રગટ થશે તે | ૩૬૯ |
| ૨૧૧ | સાત વ્યસન | ૩૭૦ |
| ૨૧૨ | પચ્ચક્ખાણનું કાયમી કોષ્ટક | ૩૭૧ |

# ભ જ ન



સમય મિલા હુ તત્વ સમજ લે છોડ જગતકી ખાતા,
અનુભવસિદ્ધ તત્ત્વજ્ઞાન હૈ, જ્ઞાની સબ સમજાતા.

જૈસા આતા વૈસા હી જાતા કૌન કિસીસે નાતા,
સ્વારથ કે સબ સાથી બને હૈ માત પિતા સુત ભ્રાતા.

અપની ભૂલે આપ ભુલાકર દોષ દૂજેકો લગાતા,
કરમ કરમકી કરકે ખટપટ માનુષ જન્મ ગુમાતા.

નીજ સ્વરુપકા ભાન નહિ હૈ મૂરખ ધૂલ ઉડાતા,
ભાવ શુભાશુભ બધન પાકર ભવસાગર ભટકાતા

મહાભાગ્યસે મિલે ગુરુજી સત્ય સ્વરૂપ સમજાતા,
ઊલટ મતિકો સુલટ બતાકર ભેદજ્ઞાન દિખલાતા.

મન બચન કાયાસે ન્યારા ચેતન સબકા જ્ઞાતા,
વિભાવ કર્મકે જાલ તોડકર આપમે આપ સમાતા.

જ્ઞાનરૂપમેં હોય નિ:શકિત સોઇ મોક્ષ સુખ પાતા,
ભવ્યો ઐસા આતમ સમજો જન્મ મરણ મીટ જાતા.

શ્રી દેવશીભાઇ

# ભજન

હંસા માનવનો અવતાર સાચી સમજણનો
ભઠાર કોડી મૂલ્યે જાયે છે

પૂર્વે કર્યા શુભ ભાવો ત્યારે મળ્યો માનુષ અવતાર,
તેમા સાચી સમજણ કરીને ઉતરી જા ભવ પાર
હંસા૦

હાડ માંસનો સ્થૂલ દેહ આ એ તો નથી જ તારો,
તેમાં તું ચેતન મૂર્છા પામી કરી રહ્યો એ મારો.
—હંસા૦

આઠ કર્મનો સૂક્ષ્મ દેહ જે એ પણ નથી જ તારો,
તેનું તે કર્તૃત્વ માન્યું તો કેમ થઈશ તું ન્યારો.
—હંસા૦

મોહ રાગને દ્વેષ વિભાવ એ પણ નથી જ તારો,
એ વિકારસયુક્ત થઈ એળે ખોયો જન્મારો.
– હંસા૦

જડ દેહ કર્મ વિભાવ ભાવથી તું છો ચેતન ન્યારો,
એ સર્વે છે જડ જાતિનાં તું એનો જાણનારો.
– હંસા૦

જડ ચેતનનો વિવેક કરીને જ્ઞાન અંતર વાળો,
કેવલ આત્મમાં મસ્ત બની જા શિવપદમાં રમનારો
—હંસા૦

શ્રી દેવશીભાઈ

મહાનુભાવો,

નીચેના ધર્મકરણી કરવામાં ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપવામાં આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર પોસ્ટથી મગાવી લેવા. ( **પોસ્ટેજ ખર્ચ અલગ થશે.** )

| વિગત | પડતર કિંમત | અર્ધી કિંમત |
|---|---|---|
| શ્રી જૈન તત્ત્વપ્રકાશ | ૬–૦૦ | ૩–૦૦ |
| સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન | ૪–૦૦ | ૨–૦૦ |
| મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન–પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ | ૪–૦૦ | ૨–૦૦ |
| શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા | ૩–૭૫ | ૧–૮૭ |
| શ્રી જૈન જ્ઞાનસાગર | ૩–૫૦ | ૧–૭૫ |
| શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ | ૩–૦૦ | ૧–૫૦ |
| શ્રી દંડકાવ બોધ ગ્રંથ | ૩–૦૦ | ૧–૫૦ |
| અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (બીજી આવૃત્તિ) ગુજરાતી | ૨–૫૦ | ૧–૨૫ |
| અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર – હિન્દી | ૨–૫૦ | ૧–૨૫ |
| શ્રી સિદ્ધિના સોપાન | ૧–૫૦ | ૦–૭૫ |
| શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર | ૦–૫૦ | ૦–૨૫ |
| ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ | ૦–૫૦ | ૦–૨૫ |
| શ્રી પ્રતિક્રમણ સૂત્ર | ૦–૪૨ | ૦–૨૧ |
| શ્રી સામાયિક સૂત્ર | ૦–૧૦ | ૦૦–૫ |
| ગુચ્છા ઉનના | ૪–૨૫ | ૨–૧૨ |
| કટાસણું ઉનનું | ૪–૨૫ | ૨–૧૨ |
| માળા (નવકારવાળી) સુખડની | ૧–૦૦ | ૦–૫૦ |
| પુસ્તકો મુકવા માટે લાકડાના સાપડા | ૧–૦૦ | ૦–૫૦ |

: સ્થળ :
દિવાન પરા શેરી નં. ૬
રાજકોટ.

**શ્રી શામજી વેલજી વીરાણી અને**
**શ્રી કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ**

સ્વર્ગસ્થોની તિથિઓ

પૂ. પિતાશ્રી,

**શ્રી શામજી વેલજી વીરાણી**

[ સં. ૨૦૦૨ મહા વદ ૧૨, તા. ૨૮-૨-૪૬ ]



પૂ. માતુશ્રી

**શ્રી કડવીબાઈ વીરાણી**

[ સં. ૨૦૧૦ ભાદરવા શુદ ૧૪, તા. ૧૧-૯-૫૪ ]



**બા બ્ર. વિનોદમુનિશ્રી,**

[ સં. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨, તા. ૭-૮-૫૭ ]



ઉપરોક્ત તિથિઓએ

કુટુંબીજનો તથા સ્નેહીઓ

પોતાના આત્માની ઉન્નતિને માટે ભવ્યાત્માઓના જીવનમાંથી અનુકરણીય વ્રત-નિયમ જેવા કે સામાયિક, પ્રતિક્રમણ, સંવર, ચોવિહાર ઉપવાસ, એકાસણું, આયંબિલ, ઉણોદરી આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની વાસ્તવિક જીવન-સ્મૃતિ પોતાના જીવનમાં ઉતારે એવી નમ્ર વિનતી

**'આપણી જાગૃતિ એજ એમની સ્મૃતિ બને"**

આત્મબંધુ










# સ્મરણાંજલિ

"असंखयं जीविय मा पमायए"

પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી
ધર્મ જ્ઞાન-જ્યોતે
અમારા જીવનમા પણ ધર્મના તેજ પાથરનાર

*સ્વ. પૂ. પિતાશ્રી*

**શામજી વેલજી વીરાણી**

તેમજ

*સ્વ. પૂ. માતુશ્રી*

**કડવીબાઈ વીરાણી**

અને

જન્મથીજ ધર્મના રંગે રંગાએલા
સ્વ. બા. બ્ર. **વિનોદ મુનિશ્રી** નેં

નવકારવાળી

નવકારવાળી

**શ્રી ધર્મ ધ્યાન અને સજ્ઝાય માળા**

— સમર્પણ —

લિ. દુલભજી શામજી વીરાણી

ના વંદન



## સારાના સંહાર વિષે

રે રે જાલિમ જગ સહુ તારો જુઠો આ વહેવાર છે રે,
નિરભય ફરતો નઠારો... સારાનો સહાર છે રે.

નમ્ર રાંક કસ્તુરી મૃગો નિર્જન વન વસનાર,
મરે કસ્તુરી કારણે, લાખો બની શીકાર,
શી ગુણકારી કસ્તુરી માટે તેને શીરે છૂરી,
વિના ભયે ભુંડો શ્વાન ભસનારો
સારાનો સહાર છે રે.......

કાતળી કાતળી શેરડી, હાથે હાથ કપાઇ,
વાડે વાડ પીલાઇને, દાંતે દાંત ચવાઇ;
શી રસની છે મધુરી માટે તેને શીરે છૂરી,
બાવળ કેરી બાજુ, કોઇ ન જનારો,
સારાનો સંહાર છે રે .......

દાડમને ડોલર કળી, અણુ ખીલી ચુંટાય,
અર્ક કાજ ઉકળાઇને માળા કાજ વીંધાય,
શી સુગંધી તેમાં ભરી, માટે તેને શીરે છૂરી,
આવળ કેરાં ફુલડાં કોઇ ન જોનારો.
સારાનો સહાર છે રે. .....



“ आचार्य देवो भव ”

મારા પરમ ઉપકારી, ધર્મહેતુભૂત
પરમ પૂજ્ય શાસન ભૂષણ
મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિતરત્ન,
મહા પ્રભાવશાળી પ્રખર તત્ત્વજ્ઞાની ઓજસ્વી
મહાન આત્મા,

## મુનિશ્રી પ્રાણલાલજી સ્વામીને

મારા અંતઃકરણના શુદ્ધ ભાવથી
કોટિ કોટિ વંદન હોજો

ॐ શાન્તિ ! શાંતિ !! શાન્તિ !!!

ગુણાનુરાગી,
દુર્લભજી ગામજી વીરાણી

# નિવેદન

" असंखयं जीविय मा पमायए "

સ્વર્ગસ્થ બા. બ્ર **વિનોદમુનિજી** આગમોક્ત જિનવાણીના પરમ ભક્ત હતા. જિનાગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી અને **'असंखयं जीविय मा पमायए'** ( જીવન તૂટ્યું સધાતુ નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઈએ ) આ તેમનું ધ્યેય હતુ.

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમાં ઘણી જ ધગશ હતી. વીતરાગનાં વચનોનું શ્રદ્ધાન્ કરીને એમણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી. એમની દીક્ષા સસ્કાર વિધિમાં અમે નિમિત્ત ન થઇ શકયા, એ અમારી કમનસીબી છે. વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્ભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવક જીવનમાં ઉપયોગી થઇ શકે તેવા સાહિત્યનું પ્રકાશન કરીને અમુક અશે એ દુ:ખને હળવુ કરવા અમારા ચિત્તને શાન્તવન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રથ સ્વર્ગસ્થ બા. બ્ર. **શ્રી વિનોદમુનિજીને** શ્રદ્ધાંજલિરૂપે અર્પણ કરીએ છીએ

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનું જે નિમિત્ત સરજાયુ, તેનુ વર્ણન તથા તેમના આદર્શ જીવનનો વૃતાંત સક્ષિપ્તમા આ ગ્રથમા આપેલ છે તેમ જ તેમના અનુપમ

જીવનને આવરી લેતો ગ્રંથ ગુજરાતી તથા હિન્દી ભાષામાં જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશિત થયેલ છે "શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા" નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મપ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં નિત્ય સ્વાધ્યાય કરવા માટે ઘણું ઘણું છાપ્યું છે

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઈ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને લઈને અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે પ્રચાર કરવાની ધગશ અને આકાંક્ષા હતી તેમ જ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે આજે આ ગ્રંથ "શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા" તેમ જ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, શ્રી સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન, સહાસન આરાધના, ભવજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ, શ્રી જૈન જ્ઞાનસાગર શ્રી બૃહદ જૈન થોક સંગ્રહ, શ્રી દ્રષ્ટાંત બોધ ગ્રંથ, અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિન્દી), શ્રી સિદ્ધિનાં સોપાન, શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર, ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ, શ્રી પ્રતિક્રમણ સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર જેવા ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે તે સાથે આ ગ્રંથની બીજી આવૃત્તિ જૈનધર્મપ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાનો અમને પ્રાપ્ત થયેલ શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ

લિ. આત્મબંધુ

દુલભજી શામજી વીરાણી

જીવનને આવરી લેતો ગ્રંથ ગુજરાતી તથા હિન્દી ભાષામાં જુદા
ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે "શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમા"
નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મપ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ
જેમાં નિત્ય સ્વાધ્યાય કરવા માટે ઘણું ઘણું છાપ્યું છે

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો
કોઈ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચા
કારણને અંગે અને અમારા સ્વ પૂ પિતાશ્રીની જે
કરણની ધગશ અને આકાંક્ષા હતી તેમ જ તેઓશ્રીને
તે પ્રમાણે આજે આ ગ્રંથ "શ્રી ધર્મધ્યાન અને સજ્ઝા
શ્રી જૈન તત્વ પ્રકાશ શ્રી સમ્યગ્દર્શન અને અધ્યાત
આરાધના, શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્વ સ
જ્ઞાનસાગર શ્રી બૃહદ જૈન થોક સંગ્રહ ?
ગ્રંથ, અતિમુક્ત આ પ્ર. શ્રી વિનોદમુનિનું જીવ
તથા (હિન્દી), શ્રી સિદ્ધિનાં સોપાન, શ્રી નવતત્વ
ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયે
સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર જેવા ધાર્મિક ગ્રંથો ર
પાનર કિંમત કરતા અર્ધી કિંમતે આપીને તેએ
ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આન
આ ગ્રંથની ત્રીજી આવૃત્તિ જૈનધર્મ પ્રેમી ન
કરવાના અમને પ્રાપ્ત થયેલા શુભ અવસર
કૃતકૃત્ય માનીએ છીએ

દુલ ૧

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

॥ ૐ જય અરહિંત ॥

## સ્વયં દીક્ષિત બા. બ્ર. શ્રી વિનોદમુનિજીના શોકાતુર માતાપિતાનો અવર્ણનીય પશ્ચાત્તાપ અને ફલોદીમાં બની ગએલી દુર્ઘટનાનું વર્ણન.

તા. ૧૪-૮-૫૭ ને બુધવારે ફલોદી (રાજસ્થાન) શ્રી સઘના પ્રતિષ્ઠિત લગભગ ૨૫ આગેવાન ગૃહસ્થો અત્યંત ખિન્ન હૃદયે સ્વયં દીક્ષિત બા. બ્ર શ્રી **વિનોદમુનિજી**ના આગતુક સસારી માતા-પિતાને લેવા માટે વહેલી સવારે પોણાચાર વાગ્યે સ્ટેશન ઉપર ગયા. ગાડી આવી પહોંચી અને શ્રીસઘના આગેવાનો મુનિશ્રીના સસારી માતાપિતા પાસે ગયા અને ફલોદી સ્ટેશન આવ્યુ, તેવા સમાચાર તેમને આપ્યા અને મુનિશ્રીના માતાપિતાને આ બની ગએલી દુર્ઘટનાનુ દુ:ખદ સ્મરણ તેમને થઈ આવ્યુ થોડા શબ્દો બોલ્યા તે પહેલા જ એમનુ ગળુ રૂધાઇ ગયુ અને હૃદય ભરાઇ આવ્યુ, આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. તેમના માતુશ્રી તો અત્યત વિહ્વલ થઈને રૂદન કરવા લાગ્યા. ફલોદી શ્રીસઘ પોતે પણ આ દુર્ઘટનાથી બહુ જ દુઃખી તો હતો જ પરતુ સમયાનુસાર પોતાના મનપર કાબુ મેળવીને મુનિશ્રીના માતાપિતાને અનેક વચનોથી તથા શકય ઉપાયો વડે શાન્ત્વન આપ્યુ અને એમને પહેલેથી નક્કી કરેલ સ્થળે પહોચાડયા.

સૂર્યોદય પછી યથાસમયે શ્રીસઘે માતાપિતાશ્રીને ઉપાશ્રયે બિરાજેલા પૂ તપસ્વીશ્રી લાલચદજી મહારાજ સાહેબ આદિ ચારે મુનિશ્રીઓના દર્શન કરાવ્યા. ઉપાશ્રયમા પ્રવેશ કરતી વેળાએ તથા મુનિમહારાજોના દર્શન કરતી વખતે માતાપિતાશ્રીને એક માત્ર પોતાના સ્વય દીક્ષિત લાડકવાયા પુત્રની બની ગએલી આ અત્યત શોકપ્રદ દુર્ઘટનાનુ સ્મરણ થઇ આવ્યુ અને આખોમાથી શ્રાવણ-ભાદરવો વહેવા લાગ્યો શોકાતુર માતાપિતાશ્રીના આ હૃદયદ્રાવક પશ્ચાત્તાપને જોઇને ફરી ચારે મુનિઓ તથા ફલોદી શ્રી સઘનો શોક-સમુદ્ર ઉભરાઇ આવ્યો. પૂ તપસ્વી શ્રી લાલચદજી મહારાજ સાહેબનુ (જેમને પોતાની ગુરુણી સરખા પ્રિય ધર્મપત્નીના દેહાવસાન વખતે પણ આસુ નહોતા આવ્યા)

હૃદય પણ દ્રવિત થઇ ગયુ અને આંસુ વહેવા લાગ્યા પાંચ મિનિટ સુધી તો પૂરેપૂરી સ્તબ્ધતા રહી, કોઇ એક પણ શબ્દ બોલી ન શકયા. છેવટે શ્રી લાલચંદજી મહારાજ સાહેબે અવસર જોઇને તથા પોતાનું ધૈર્ય એકત્ર કરીને મુનિશ્રીના માતાપિતાશ્રીને શાન્ત્વન દેવાની શરૂઆત કરી.

હવે તો એ રતન ચાલ્યુ ગયુ સમાજનો આશાદીપ ઓલવાઇ ગયો હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી માતુશ્રી! ભાવિ પ્રબલ છે મહાપુરુષો પણ જેનો સામનો કરી શકયા નથી તો આપણા જેવા પામર પ્રાણીઓનું શુ ગજુ હવે તો શોક દૂર કરીને આપણે એમના મૃત્યુનો આદર્શ જોઇને માત્ર ધીરજ ધરવાની રહી, આદિ વચનોથી પિતાશ્રી દુલભજીભાઈ કઇંક શાન્ત થયા અને વ્યથિત હૃદયે બોલ્યા "મહારાજશ્રી! આપ સત્ય કહો છો કાળની ગતિ બહુ જ વિચિત્ર છે પણ મહારાજશ્રી! અમે કેટલા હતભાગી કે અમે અમારા સ્વયં દીક્ષિત વહાલા દીકરાનાં છેવટના દર્શન .. મડાવીના દર્શન પણ કરી ન શકયા. ફલોદી શ્રી સંઘે અમને સાતવાગ્યે ટેલીફોન કર્યો પણ અમારાં અશુભ કર્મનો ઉદય કે અમે તે વખતે ઘેર હાજર નહોતા બહાર ફરવા ગયેલ હતા. શ્રી વિનોદમુનિજીનાં માતુશ્રી તે વખતે સામાયિક લઈ પ્રતિક્રમણ કરી રહ્યા હતા ફક્ત એક નોકર ઘેર હાજર હતો તેણે ટેલીફોન લીધો પણ ખરો પણ તેને કઈ સાચુ શુ છે તે સમજમાં આવ્યુ નહીં. હું ઘેર આવ્યો ત્યારે તેણે અને કહ્યું કે ટેલીફોનમાં ફલોદીના સમાચાર આવ્યા હતા કે શ્રી વિનોદમુનિજી મહારાજ ફલોદી પધારી ગયા છે અને શાન્તિમા બિરાજમાન છે આ સાંભળી અમને ઘણુ જ આશ્ચર્ય થયું કે આવા સમાચાર તો અમને પહેલાં પણ મલ્યા હતા. ફરી વખત ટેલીફોન દ્વારા આ સમાચાર આપવાની કેમ જરૂર પડી? સવારે સાત વાગે અમને ફલોદી શ્રી સંઘનો એક્સપ્રેસ તાર મલ્યો પરંતુ એમાં ટ્રેન એક્સીડન્ટને બદલે રેન એક્સીડેન્ટ લખ્યુ હતુ અર્થાત મુનિશ્રીના રેલ અકસ્માતની જગ્યાએ મુનિશ્રીનો વર્ષા અકસ્માત એમ લખ્યું હતુ અમને સંદેહ તો ત્રીજ થયો હતો તો પણ અમોએ મુંબઇ મારફત ફલોદીથી સમાચાર મંગાવ્યા બધુ સ્પષ્ટ થયુ અને સ્પષ્ટીકરણ થતાં વેત જ અમારા

આખા વીરાણી પરિવાર તથા અમો બધા વેદનાથી વિહ્વલ થઇ ગયા. તે જ વખતે અમોએ એક બાજુ તો આવશ્યક ઉપકરણ, સ્પેશીયલ વિમાન ચાર્ટર કરાવ્યું-શબના અંતિમ વસ્ત્રો, સુખડનુ લાકડું, આદિ એકઠું કરવાનો આદેશ આપ્યો બીજી બાજુ ફલોદી શ્રી સંઘને ટેલીફોન કરી સૂચના આપી કે અમો સ્પેશીયલ વિમાન ચાર્ટર કરીને આવી રહ્યા છીએ, અંતિમ અગ્નિ સંસ્કાર મુલત્વી રાખો, પણ અમારોજ ગાઢ અંતરાયનો ઉદય કે અમારી સૂચના પહોંચે તેના અર્ધા કલાક પહેલા જ અગ્નિ સંસ્કાર દેવાઇ ગયો હતો મહારાજ સાહેબ! ફલોદી શ્રી સંઘે તો શબને ૧૬-૧૬ કલાક સુધી રોકી રાખ્યુ પણ એક અર્ધો કલાક વધારે રોકી રાખ્યુ હોત તો કેટલુ સારૂ થાત! પરંતુ અમારાં જ દુર્ભાગ્ય! અરે રે! અમો તેમના અંતિમ દર્શનથી વંચિત રહી ગયા આવુ કહેતા કહેતા પિતાશ્રીનુ ગળુ ફરી એકવાર રૂંધાઇ ગયુ-હૃદય ભરાઇ આવ્યુ અને આખોમાંથી અશ્રુધારા વહેવા લાગી

તપસ્વી શ્રી લાલચંદ્રજી મહારાજ સાહેબ ત્યા સુધીમાં કાઇક સ્વસ્થ થયા અને ફરમાવવા લાગ્યા-દુર્લભજીભાઈ! આ તો આપના જ દુર્ભાગ્ય અને અંતરાયનો ઉદય નથી પરંતુ અમારા પણ મહાન દુર્ભાગ્ય તથા અંતરાયનો ઉદય તો છે જ તેઓ પોતે તમારા પોતાના ઘરની જ નહી, કિંતુ અમારા ઘરની પણ સંપત્તિ હતી. પરંતુ ટકી શકી નહી. એમને દીક્ષા લીધા અઢીમાસ થયાં હશે હમેશાં આમતો એક મુનિ તેમની સાથેને સાથેજ રહેતા હતા. ફકત બે વાર જ એમને પોતાને એકલા જવું પડયુ હતુ અને આજે ત્રીજી વાર તેઓ એકલા ગયા હતા લગભગ ચાર વાગે તેમને શારીરિક હાજતે જવાનુ થયુ અને બહાર જવા માટે આજ્ઞા માગી આ રાજસ્થાન પ્રદેશમા ભયંકર ગરમી પડતી હોવાથી અમોએ તેમને કહેલ કે થોડીવાર રહીને જશો, કારણ સખત ગરમીને કારણે ધૂળ ઘણી જ તપી ગઇ હશે તેઓ રોકાઇ ગયા અને પાસે જ બેસીને પોતાના વસ્ત્રો તથા રજોહરણ આદિનુ પડિલેહણ કર્યુ સૂવાના-વસ્ત્રોને સૂવાની પાટ ઉપર મૂકી બાકીના શેષ વસ્ત્રો ગવાક્ષમા મૂકયા, ત્યા સુધીમા પાંચ વાગી ગયા. મુનિશ્રીએ કહ્યું કે કેમ કાન્તમુનિજી મહારાજ સાહેબ! મારી સાથે ચાલશો? કાન્તિમુનએ ઉત્તર આપ્યો કે 'હમણા જ આહારપાણી આવી જશે આહાર કરીને સાથે

ચાહુ છુ ' ત્યારે મુનિશ્રીએ કહ્યું મને હવે હાજતે જવાની વધારે જરૂર છે તમે આહાર પાણી પતાવી લ્યો ત્યાં સુધીમા હુ કુદરતી હાજતે જઇ હમણા જ પાછો ફરૂ છું તે જ દિવસે માનમુનિને ત્રીજો ઉપવાસ હતો, પારસમુનિ પણ તે વખતે ઇન્ફ્લ્યુએન્ઝાની બીમારીમાંથી માંડ ઉભા થયા હતા. એટલે કોઇપણ સાથે ન જઇ શકાયુ તેઓ જંગલમા ગયા અને પોણા કલાકે એક ઓસવાલભાઇ અમારી પાસે દોડતા—હાંફતા હાંફતા આવ્યા અને એક્સીડેંટના સમાચાર આપ્યા. અમોએ સાધારણ ચોટની જ કલ્પના કરી હતી શ્રી કાનમુનિજી આહાર માટે બેઠા જ હતા. એક કોળીયો મોઢા સુધી ગયો જ હતો કે આવા સમાચાર મળ્યા અમો તાબડતોબ એમને એમ ઘટના સ્થળ ઉપર પહોંચવા માટે રવાના થયા. અમો અડધી વાટે પહોંચ્યા ત્યાં સુધીમાં મુનિશ્રીના સ્વર્ગ પ્રયાણ (કાળધર્મ પામ્યાના)ના સમાચાર મલ્યા એકદમ હૃદય ઉપર વજ્રપાત જેવુ થઇ ગયુ

સ્થાનક (ઉપાશ્રય)માં બિરાજેલ શ્રી માનમુનિશ્રીને ત્યાં સુધીમાં સમાચાર મલ્યા કે મુનિશ્રીને પગે ગંભીર ઇજા થયેલ છે અને એક પગ તો કપાઇ ગયેલ લાગે છે તે જ વખતે તેમણે પ્રતિજ્ઞા કરી કે અહો ! શાસન દેવ ! જ્યાં સુધી હુ જીવત રહીશ ત્યાંસુધી પોતાના પિતા તથા બન્ધુઓને છોડીને પણ આ મહા ભાગ્યશાળી, ત્યાગી—વૈરાગી મુનિશ્રીની સેવા કરતો રહીશ અને એમને નભાવતો—નભાવતો મારી સંયમ યાત્રા પૂર્ણ કરીશ એમનો બેડો પાર કરી દઇશ, અંતે એમને પણ જ્યારે પૂરેપૂરા સમાચાર મલ્યા તો તેઓ સ્તબ્ધ થઇ ગયા, અમારો આશા દીપક બુઝાઇ (ઓલવાઇ) ગયો અને તેર વરસે મળેલી અમારી સમ્પત્તિ લુટાઇ ગઇ અમારૂ રત્ન ખોવાઇ ગયુ અગર અમોએ તેમની સાથે તે જ વખતે ચાર વાગ્યે એક મુનિને બહાર મોકલ્યા હોત તો આ અત્યંત શોકપ્રદ દુઘ ટના કેમ કરીને થાત ? પરંતુ ભાવિ પ્રબલ છે. નિશંદેહ આ અમારા પોતાના માટે બમણો દુર્ભાગ્ય અને અંતરાયનો ઉદય છે "આમ કહેતાં કહેતાં ફરી એકવાર તપસ્વીજી મહારાજ સાહેબનો કંઠ ભરાઇ આવ્યો અને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી ' સત્ય છે કે એક પિતા જ પિતાનુ દર્દ અને દુઃખ સમજી શકે છે

વચમાં જ કાનમલજી નાહટા (જોધપુરવાળા) બોલ્યા " મહારાજ! મોટું દુર્ભાગ્ય તો મારૂં છે કે હું આટલો નજીક રહેતો હોવા છતાં એમનાં દર્શનનો લાભ ન લઇ શકયો. જ્યારથી સ્વય દીક્ષાના સમાચાર મળ્યા હતા ત્યારથી જ આવા ત્યાગવીરનાં દર્શન માટે તડપી રહ્યો હતો આજકાલ કરતાં કરતાં રહી જ ગયો મારાં દુષ્કર્મોએ આવી દિવ્ય વિભૂતિના દર્શનથી વચિત રાખ્યો "

આવી રીતે શોક અને શાન્ત્વનોએ ઘણો ખરો સમય લીધો. ત્યારબાદ મગલિક સભળાવી વ્યાખ્યાન સમયે પ્રવચન શરૂ થયું. શ્રી કાનમુનિજી વ્યાખ્યાનના પાટ ઉપર બિરાજ્યા જનતા વિશાળ સમુદાયમાં હતી પરતુ હૃદય એટલુ બધુ ભરાઇ આવ્યું હતુ કે કઠ ખુલતો જ ન હતો, અતે ભારે હૃદયે પોતે વ્યાખ્યાન દેવાની શરૂઆત કરી પ્રથમ તો બની ગયેલી પરિસ્થિતિનુ બધુ વર્ણન કર્યું પછી તેમના ( શ્રી વિનોદમુનિશ્રીના ) અનુકપા પૂર્ણ હૃદય અને આદર્શ બલિદાન વિષે પ્રકાશ નાખ્યો

" ઉપાશ્રયથી ચાર ફર્લાંગ છેટે જ (લગભગ) શ્રી વિનોદમુનિજી જગલથી પાછા ફરતાં એક વૃક્ષની નીચે બિરાજેલા હતા, બહુ જ સુકુમાર હોવાથી તેઓ પ્રાય કરીને આવી રીતે આરામ કરતા હતા. તેજ વખતે તેઓએ જોયુ કે રેલ્વે પાટા ઉપર એ ગાયો આવી રહી છે અને ઉપર એન્જીનની વ્હિસલ (સીટી) વાગતા છતા પણ દૂર ખસતી નહોતી ત્યારે તેમણે પોતાના થાકની પરવા ન કરતા તીવ્ર અનુકપાને વશ થઇને પાત્રા ત્યાને ત્યા જ મૂકીને તે ગાયોને પાટા ઉપરથી ખસેડવા દોડયા ગાયો હટાવતા હટાવતા હવા જોરથી આવતી હોવાથી ઓઘો ઉડીને તે પાટાની પેલીપાર જઇ પડયો મુનિશ્રી તે લેવા જતા હતા, ત્યા તેઓ પડી ગયા, પોતાની જાતને સભાળી ન શકયા એટલે આ દુખદ અકસ્માત બનવા પામ્યો તે વખતે મુનિશ્રીના મુખેથી વેદના કે પીડાનો ઊંહકારો ન નીકળતા અરિહત ! અરિહંત ! એ જ શબ્દો બોલાણા હતા આ આદર્શ બલિદાનને બે સિંધી ભાઇઓ તથા બે ભરવાડણોએ જોએલ પરતુ દુર્ઘટના પછી કોઇપણ ત્યા હાજર ન રહ્યા સિંધી ભાઇએ ડરથી વિચાર કર્યો કે કયાય અમને આ

પ્રકરણમાં સાક્ષી બનાવી ખોટી દોડાદોડથી હેરાન કરે અને બિચારી ભરવાડણો તો એટલી બધી ગભરાઈ ગઈ હતી કે ન ત્યાં ઊભી રહી શકી કે ન ઘેર જઈ કંઈ કહી શકી. બીજે દહાડે આ સત્ય હકીકતના સમાચાર મળેલા. અસ્તુ જે કાંઈ પણ થયું છે, તેની પાછળ કંઈક દૈવી સંકેત અગર તો આત્માની ગુપ્ત પ્રેરણા સમજવી જોઈએ. મુનિશ્રીએ તો પોતાનું જીવન તેમ જ સંયમ સફલ કરી લીધું. છ છ વર્ષ પર્યંત પિતાશ્રીને વિનતી કરનાર અને કોઈપણ દિવસે પિતાશ્રીના આદેશનો ભંગ ન કરવાવાળા મુનિશ્રીને એકાએક એમના આયુષ્યની અલ્પતા માલુમ થઈ ગઈ અને વગર કહે, મુનિશ્રી ઘેરથી બહાર નીકળી પડ્યા અને બહુ જ દૂરદૂર ખીચનમાં આવી અકસ્માત સ્વયં દીક્ષા લઈ લીધી. મુનિશ્રી નિરંતર એ જ કહેતા હતા—

'असखय जीविय मा पमायए' (જીવન તૂટયું સાંધાતું નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઈએ) આ જીવન નાનામાં નાના નિમિત્તને પામીને પણ સમાપ્ત થાય છે તેને કોઈ પણ પ્રકારે રોકી શકાતું નથી. માટે જ ક્ષણ માત્રનો પ્રમાદ ન કરવો "સતત મુક્તિ સાધનામાં તલ્લીન રહો" પ્રબલ ભાવના વડે તેઓએ સ્વયં દીક્ષા પણ લીધી અને અઢી મહીનાના ગાળામાં પોતાની સિદ્ધિ પણ કરી લીધી, આહ ! આને તો દૈવી સંકેત અગર તો ગુપ્ત આત્મ પ્રેરણા સિવાય બીજું શું કહી શકાય ! શબની મુખમુદ્રા પણ કેટલી સૌમ્ય હતી કેમ જાણે ધ્યાનમાં સ્થિર ન હોય ? આવો અકસ્માત તથા આવી વેદના થઈ હોય છતાં પણ તેમની મુખમુદ્રા ઉપર આર્ત–ભય–સંકલેશ અથવા અજ્ઞાનીની નિશાની સુદ્ધાં નહોતી જે કોઈએ પણ તેમની ભવ્ય મુખમુદ્રાને જોઈ છે તેમણે મુનિશ્રીની મુક્તકંઠે પ્રશંસા જ કરી છે સોળ સોળ કલાકો સુધી શબમાં દુર્ગંધ ન પેસવી આખી રાત્રી પર્યંત જંગલના પહેલું ક્ષત શરીર અને લોહીથી ભરેલ જમીન થઈ જવા છતાંય કોઈપણ જીવજંતુ તથા કુતરું ન આવવું અને ત્રણ ત્રણ દહાડા સુધી શ્મશાનમાં "રાખ" નું જેમની તેમ રહેવું આ બધા ચિહ્ન અને અકસ્માતનો હેતુ (ગૌ–અનુકંપા) મુનિશ્રીની સમાધિ મૃત્યુ તથા જીવન સફલતાની દ્યોતક છે આવા વિશ્વાસ માટે આત્મા

સ્વયં અંદરથી પ્રેરણા કરે છે. આપણે પ્રબલ નિમિત્ત તથા ઉત્તમ ઉદાહરણ થકી એક ધર્મનો પાઠ ગ્રહણ કરવો જોઈએ હવે ગયેલ વિભૂતિ ઉપર આંસુ વહેવડાવવા કરતાં તેમના જીવન-ગુણોને હૃદયમાં ઉતારીને તેમને સાચી શ્રદ્ધાંજલિ અર્પણ કરવી તે જ શ્રેષ્ઠ છે.

વ્યાખ્યાન વખતે તેમ જ વ્યાખ્યાન પૂરૂ થયા બાદ પણ પિતાશ્રી જો કે ધીરજ ધારણ કરતા રહ્યા, પરંતુ તે રત્નકુક્ષિ ધારિણી માતા પોતાના રૂદન વડે કપડાં ભીંજાવતી રહી હતી માતુશ્રીએ કહ્યું:-ગુરુ મહારાજ! અરર!! મારી કેટલી બધી લાંબી ભાવના હતી કે કોઈ મારા ઘરેથી નિકળે અને હુ એને પોતે પોતાના હાથે ઉત્સાહ-પૂર્વક દીક્ષા આપુ!!! અરે આખા મહાગુજરાતને આમંત્રણ આપી પૈસાને પાણીની માફક રેલી હું એને ધામધૂમથી દીક્ષા આપું. પણ અરે રે! અંતરાય કર્મનો ઉદય! કે મારી ભાવના જ પૂરી ન થઈ. ઘરેથી મારો એક લાડકવાયો લાડલો નીકળ્યો પણ ખરો પરંતુ મારા હૃદયની આશાઓ હૃદયમાં જ રહી ગઇ. દીક્ષા લીધા બાદ પણ મારી તેમનાં દર્શનની તીવ્ર આકાંક્ષા હતી પરંતુ હુ મારા પતિદેવને મમર્યાદિત આગ્રહ કરી શકી હતી હું પોતાના હૃદયને સમજાવતી રહી-આજે નહી તો આવતી કાલે – અરે એક મહિના કેડે કે બે મહિના કેડે મારા ઋષભ (વિનોદ) નાં મને દર્શન થાશે એની વાણીનો જરૂર લાભ મળશે પણ મુનિરાજ! મુનિરાજ! આહ! તે વખતે તે જનની હૃદયનુ-માતૃ વેદનાનુ કોણ વર્ણન કરી શકે છે? અરે તેને આ જડ કાળા અક્ષરોમાં કોણ ઉતારી શકે છે? સ્વયં બુદ્ધિના વિધાતા ચૌદ પૂર્વધારી ગણધર પણ મરૂદેવીની હૃદય અને વેદનાનુ અંકન નથી કરી શકતા તો બીજાનુ તુચ્છ સામર્થ્ય જ છે જ કયાં?

માન મુનિશ્રીએ પોતાની સંવેદના તેમ જ સહાનુભૂતિ પ્રકટ કરતાં થકા કહ્યુ કે "માતુશ્રી! આ કુટિલ કાળે કોને પોતાનુ ધાર્યું કરવા દીધુ છે? અમારાં માતુશ્રીની પણ એ જ ભાવના, એ જ આકાંક્ષા અને એજ ઇચ્છા હતી કે ઘરના બધાય તો કાંઇ નહીં, પણ ઓછામાં

ઓછા એક તો મારા ઘરેથી દીક્ષાર્થે નીકળે, પણ આ નઠારો કાળ! આ ઇચ્છાને પુરી થતાં લગી લેવા પણ ક્યાં તૈયાર હતો! અમે એક નહીં, ઘરેથી પાંચ પાંચ નીકળ્યા; પરંતુ દુર્દૈવ અમારાં કે તે માતુશ્રી અમે દીક્ષા લઈએ તે પહેલાં જ સ્વર્ગવાસી થઈ ગયાં. હવે આ ભવિતવ્યતાની અટલતાને સમજીને ધૈર્ય ધારણ કરવું, તેમ જ ધર્મનું શરણું ગ્રહણ કરવું એ જ એક માત્ર માર્ગ છે

બહુ જ કઠિનતાથી શ્રી સંઘ તેમને ભોજનાદિ માટે લઈ તો ગયા પરન્તુ તેમને ભોજનપાનમાં રુચિ જ ક્યાં હતી! રહી રહીને તે દિવ્ય કુલાશાની યાદ આવી જતી હતી આ દુર્ઘટનાપર દુઃખ થતું અને દર્શન ન થવાનો પશ્ચાત્તાપ હતો પૂરો એક પણ ન વાગ્યો કે તેઓ ઉપાશ્રયમાં આવી ગયા

માતુશ્રીની સ્થિતિ જેમની તેમ હતી તેવી જ વેદના—તેવો જ શોક! તેવો જ પશ્ચાત્તાપ!!! પિતાશ્રીની સ્થિતિ પણ કંઈ કમ નહોતી. પિતાશ્રી કહેવા લાગ્યા- મહારાજ સાહેબ, હું એને સમજવામાં બહુ જ પાછળ રહ્યો અને ઓળખવામાં મોટી ભૂલ કરી. હું એને મારા પોતાના ગજથી જ માપતો રહ્યો–હું જાણતો હતો કે એનો વૈરાગ્ય સાચો છે ભાવ સાચો છે પણ એ જાણી શક્યો હોત કે આ વૈરાગ્ય આટલી સ્થિતિએ પહોંચી ગયો છે તો એટલી વાર ન લગાડત. હવે શું કરું મહારાજ સાહેબ! હવે શું કરું!! તપસ્વીશ્રી લાભચંદજી મહારાજ સાહેબે બહુ જ ધીરજ ધારણ કરાવીને શોક હળવો કરવાનો પ્રયત્ન કર્યો

બપોરે બે વાગ્યે લગભગ એક વિરાટ શોક–સભાનું આયોજન થયું જેમાં બે હજાર જેટલી વિશાળ માનવ મેદનીએ તેમ જ જુદા જુદા બાર વક્તાઓએ ભાગ લીધો. મહેસાણા તો શોક ગીતોમાં તેમ જ શબ્દોમાં શોકાંજલિ તથા શ્રદ્ધાંજલિ અર્પિત કરવામાં આવી ત્યારબાદ માત-પિતાના પ્રતિનિધિ પંડિત શ્રી પૂર્ણચંદજી દકે સંપૂર્ણ

પરિસ્થિતિનુ વ્યવસ્થિતરૂપે વિસ્તાર પૂર્વક બ્યાન કર્યું. મુનિશ્રીના બાલ્ય સસ્કાર, ઉચ્ચ શિક્ષણ તથા લડન, પેરિસ, આફ્રીકા, ઇટાલી, અરબસ્તાન આદિ વૈભવ વિલાસ પ્રધાન દેશોમા પર્યટન કરવા છતા પણ ઉત્કૃષ્ટ વૈરાગ્ય દશા તેમ જ સતસેવા આદિ ભાવ તેવાને તેવા જ કાયમ હતા. આદિ વિષય પર પ્રભાવપૂર્ણ વકતવ્ય આપ્યા પછી કહ્યું કે **જનતાનો આ ભ્રમ તો દૂર જ થવો જોઇએ કે** "મુનિશ્રી માતાપિતાથી નારાજ થઈ અગર તો કોઇ બીજા દુખે દુખિત થઈ કોઇના બહેકાવવામા આવીને ભાગી આવ્યા હતા અને આવેશમા ખીચનમા આવીને સ્વય દીક્ષા અગીકાર કરી હતી. આ વાત હકીકત રૂપે નથી જે દિવસે (તા ૨૪-૫-૫૭ના રોજ) મુનિશ્રી પોતાના ઘરેથી બહાર નીકળ્યા તે જ દિવસે સાજના પોતાના માતુશ્રી સાથે આનંદપૂર્વક ભોજન કર્યું અને પ્રમોદ પૂર્વક માતુશ્રીના મુખમા 'દહીં' ચાવલ'નો એક કવલ (કોળિયો) આપ્યો હતો. જ્યારે તેઓ નીકળ્યા ત્યારે પણ સામાયિકમા બેઠેલ માતુશ્રીની સામેથી જ નીકળ્યા દીક્ષા લીધા બાદ અમારી પાસે ખીચન શ્રીસઘનો એક કાગળ આવ્યો હતો તેમાં મુનિશ્રીએ એ ભાવના બતાવેલી કે "જો પિતાશ્રી પોતાનો પત્ર સ્વય ગુજરાતીમા લખશે તો હુ સ્પષ્ટતા પૂર્વક તેમ જ સરલતા પૂર્વક સમજી શકીશ" મુનિશ્રીના માતાપિતાશ્રી આ દીક્ષાથી બહુ જ પ્રસન્ન હતા. માતુશ્રી તો પ્રતિદિન સાજના પ્રતિક્રમણ વેળાએ મુનિશ્રીને કોટિ કોટિ વદના કર્યા કરે છે સ્વય દીક્ષા લીધા પછી ઠીક ૨૨ દિવસે મુનિશ્રીના મોટા ભાઇના લગ્ન થવાના હતા તે પ્રસંગને અનુરૂપ પિતાશ્રીએ પોતાના ચિર સાથી કોગ્રેસ પ્રમુખશ્રી ઢેબરભાઈને એક તારના પણ એવા સમાચાર આપ્યા હતા કે હમણા જ એક પુત્રે તો દીક્ષા ગ્રહણ કરેલ છે અને એકના લગ્ન થનાર છે. ત્યારે ઢેબરભાઇએ પોતાની શુભેચ્છા પ્રગટ કરતા લખી મોકલ્યુ કે "તમારા એક પુત્રે તો શીવરમણી સાથે લગ્ન કર્યા છે, તો બીજા પુત્ર સસારરમણી સાથે લગ્ન કરી રહ્યા છે બનેના આ મગલમય લગ્ન સફળ થાઓ" જ્યારે જ્યારે સંસારીપણામા મુનિશ્રીએ દીક્ષા માટે આજ્ઞા માગી ત્યારે ત્યારે માતુશ્રી તો અત્યત ઉલ્લાસ પૂર્વક અનુમતિ આપ્યા કરતા હતા

પિતાશ્રી પણ તૈયાર હતા પરંતુ એ વિચારથી આજ્ઞા ન આપી શકયા કે તે અત્યંત સુકુમાર છે એટલે આ સુખ ભોગવવામાં ઉછરતાં ઉછરતા ઘરે જ ધર્મધ્યાન કરે એ જ ઠીક છે એમના માટે પિતાશ્રીએ આવશ્યક અને ઇચ્છિત બધાં ધાર્મિક–સાધનૂ ઉપકરણો એકત્ર કરાવી આપ્યા હતા; પરંતુ જ્યારે મુનિશ્રીએ સ્વયં દીક્ષા ગ્રહણ કરી લીધી અને તેવા સમાચાર સાંભળ્યા ત્યારે મુનિશ્રીના આ ઉત્કૃષ્ટ ગોરવની આ સુચિત અવસ્થા જોઇને બહુ જ પ્રસન્ન થયા તેમ છતાં પણ એમને મનમાં એ જ આશંકા હતી કે "સંભવ છે સંયમના આ દુષ્કર પરિષહ તથા ઉપસર્ગો આ કોમળ કાયાવાળા મુનિશ્રીથી સહન ન થઇ શકે અને ફરી મેઘમુનિની જેમ ગ્રહસ્થાવાસને જ પોતાને માટે યોગ્ય સ્વીકારી લે" એટલે ૩ થી ૪ માસ સુધી પ્રતીક્ષા કરવી ઠીક છે જો તે મુનિશ્રી સંયમમાં પૂર્ણ સ્થિર રહે તો મારા અને મારા કુટુંબના મહાન અહોભાગ્ય થશે પોતે ત્યારે પોતાના વિશાળ કુટુંબ પરિવાર સહિત ફલોદી જઇને અપૂર્વ જિનશાસનની વિશેષ પ્રભાવના કરતો કરતો મુનિશ્રીની વડી દીક્ષાનો સ્મરણીય મહોત્સવ કરાવીશ અગર તો તેમને સાથે હું અહીં રાજકોટ લેતો આવીશ.

પરંતુ દૈવની વિચિત્ર ગતિ છે કે ત્રણ મહીના પણ વીત્યા નહી કે આ દુર્ઘટના બની ગઇ મતલબ કે મુનિશ્રીએ સ્વયં દીક્ષા સ્વેચ્છાએ તેમજ સમજ પૂર્વક લીધેલી જેમાં તેમનાં માતાપિતાશ્રી અાનંદિત હતા

આ પ્રકારે જૈનો સિવાય બીજી જૈનેતર સાધારણ જનતાનો એક ભ્રમ દૂર કર્યા બાદ પંડિતજીએ માતાપિતાને તથા પરિવારમાં કેમ વિહ્વળ થયો તતું આદિથી અંત સુધી વર્ણન કર્યું તથા આ અત્યંત શોકપ્રદ દુર્ઘટનાના સમાચાર મળ્યા પછી માતાપિતાશ્રીને તેમ જ આખા વીરાણી કુટુંબને જે અસીમ આઘાત પહોંચ્યો છે અને તેની મહાન વેદના થઇ છે તેને તેઓએ પોતાના શબ્દોમાં વર્ણવી બતાવ્યું

પંડિતજીએ મુનિશ્રી–જે જૈન સમાજના ઝળકતા સિતારા તેમ જ ભાવિ પ્રભાવક પુરુષ હતા તેમના વંદનીય માતાપિતાશ્રીનો પણ

સંક્ષેપમાં પરિચય આપ્યો. મુનિશ્રીનાં માતુશ્રી મણીબેન એક અત્યંત ધર્મશીલા તેમ જ સુશીલ માતા છે. યથાશકિત ધર્મધ્યાન તથા તપશ્ચર્યા આદિ દરરોજ કર્યા જ કરે છે. સવારસાંજ બને વખત સામાયિક પ્રતિક્રમણનો નિયમ છે. પાખીએ ચોથો પણ કરે છે એમણે આયંબિલનુ વર્ષીતપ, ઉપવાસનો વર્ષીતપ અને છઠ છઠને પારણાંનો વર્ષીતપ કરેલ છે અને એ સિવાય બીજી પણ ૯ ઉપવાસ તથા ૮ ઉપવાસ આદિ અનેક તપશ્ચર્યાઓ પણ કરેલ છે, આ પ્રમાણે સપૂર્ણ સુખી ઘરમાં પણ ત્યાગ, તપ તથા સંયમ પ્રતિ અભિરૂચિ રાખનાર માતાઓ વિરલ હોય છે. સૌથી મહત્વની વાત તો એ જ છે કે લાખો–પતિ કુલીન ઘરની દેવી હોવાં છતા પણ તેમની નસેનસમાં વિનય ગુણ સમાયેલો છે એમના સાસુ સસરા પણ જ્યારે જ્યારે પણ અસ્વસ્થ અને પથારીવશ હતા, ત્યારે ત્યારે એકમાત્ર વિનયશીલ સેવા પરાયણ એવા તેમને 'વહુ' "વહુ" કહેતા કહેતા યાદ કરતા.

મુનિશ્રીના પિતાશ્રી દુર્લભજીભાઇ તથા તેમનુ સમગ્ર વીરાણી કુટુંબ પણ એક પ્રસિદ્ધ વેપારી હોવા છતા બહુ જ દાનેશ્વરી પણ છે તેમના વડીલ બન્ધુશ્રી રાજકોટ શ્રી સઘના પ્રમુખ છે જેઓ હાલમા મુબઇ રહે છે. એમની ગેરહાજરીમા તેઓ જ રાજકોટનો (જેની જન સખ્યા દશ હજાર લગભગ સ્થાનકવાસી ભાઇઓની છે) કારભાર સંભાળે છે, એમનુ હૃદય માખણ જેમ જલ્દી પીગળી જાય તેવું છે. આવા જ અનુકપાવાળા હૃદયથી અને ધર્મ પ્રિયતાથી તેમણે પોતે લાખોનું દાન કરેલ છે. તેઓશ્રીનુ આખા કુટુબનુ–સંઘ, ઉપાશ્રય, પ્રકાશન સંસ્થા, વૃદ્ધાશ્રમ, પ્રસૂતિગૃહ, વિદ્યાલય આદિ મળીને કુલ દાન ૧૫ લાખ જેટલુ થઈ ગયુ છે એમના આ સ્વય દીક્ષિત સૌથી વધુ સ્નેહને પાત્ર સુપુત્રના સ્વર્ગવાસ તથા તેમના સ્મરણાર્થે તેઓએ હમણા જ હજારો રૂપીઆની એક મોટી યોજનાનો વિચાર કર્યો છે કે જે જલ્દીથી પૂર્ણ થશે.

અતે પડિતજીએ માતા–પિતાશ્રીના તરફથી તેમ જ પોતાની તરફથી મુનિ પ્રત્યે હાર્દિક શોકાજલિ તથા શ્રદ્ધાંજલિ અર્પણ કરી.

ત્યારબાદ પ્રમુખ મહાશય શ્રી કાનમલજી નાહટાએ પ્રસંગને અનુરૂપ અંજલિ આપ્યા બાદ કહ્યું કે આપણે આ પવિત્ર સ્થળે અને તે પણ એક પરમ વૈરાગી મુનિશ્રીના નિર્વાણ નિમિત્તે શોક કરવો કોઈપણ રીતે ઠીક નથી જ "જે આવે છે તે જાય છે" પરંતુ આપણને એ વાતનો આનંદ થવો જોઈએ કે શ્રી વિનોદમુનિ મહારાજ નમિરાજર્ષિના અમર સ્વરૂપમા આવ્યા અને ફરી એકવાર એમનો આદર્શ આપણી સન્મુખ રાખીને ગયા તે મહાત્માએ જેઓએ - પોતાની લાંબાં વખતની ભાવનાને થોડા જ વખતની સાધનામા સફલ કરી લીધી તે મહાપુરુષ વિનોદમુનિશ્રીને અમારી વારવાર વંદના છે સૌથી છેવટે કાનમુનિશ્રીએ પોતાની ઓજસ્વી વાણીમા "ચેત! ચેત! નર કે શયા! કાળ ઝપાટા દે છે તેનો ભાવવાહી અનુવાદ ફરમાવ્યો. ક્ષણભંગુર જીવન એટલે વીજળીનો ચમતકાર જેમ આજે છે, કાલે નથી ઉગતી યુવાવયે વિનોદમુનિ ચાલ્યા ગયા. "ઝઝ્ઝત્યા વિશ્વા ચયતિ એગે" ભગવાન ફરમાવે છે કે ગર્ભવાસમાં પણ મૃત્યુ વેરી છે છે માટે ચેતો અને શીઘ્ર કામ કરી લો મુનિશ્રીના જડ સ્મારક બનાવવા કરતા તેમની અનુકરણ કરવા લાયક જાગૃતિને જીવનમાં ઉતારીને આપણું પોતાનુ ચૈતન્ય સ્મારક તૈયાર કરો, આપણી જાગૃતિ એ જ તેમનુ સાચુ સ્મારક બને.

નિર્વાણ કાયોત્સર્ગ મૌન બાદ ૮ વાગે સભા વિસર્જન થઈ જનતાના પણ પગ ઉપડતા ન્હોતા માતાપિતાના પગ કેમ કરીને ઉપડે? આવી સભાને જોઈને તો એમની વ્યાકુળતા વધી જ વધી ગઈ આખો જન સમુદાય મુનિશ્રીનાં ગુણગાન કરતો હતો. અરે રે! કેવી દર્શનીય મૂર્તિ હતી. જ્યારે પણ કોઈ દિવસ દર્શનાર્થે આવતા તો [illegible] દેદીપ્યમાન ચહેરો, હસતુ મુખડુ સૌમ્ય મુદ્રા જોઈને ધન્ય થઈ [illegible] એક જ શબ્દ પરંતુ કેટલો મધુરો! કેટલો શીતલ!! કેટલો કોમલ!! "બહુ જ આનંદ છે! ખુબ જ શાન્તિ છે!" એના હવે તે દિવસો [illegible] ગયા!" તેમના સ્વયં દીક્ષિત પુત્રે આ જનમેદનીનુ હૃદય [illegible] તે

પણ તેમને ભૂલી શકી નથી, આવું જોઇ જોઈને મુનિશ્રીનો જે અચાનક વિરહ થઇ ગયો તેની વ્યથા માતા-પિતાશ્રીને ક્ષણે ક્ષણે અધિકાધિક થતી હતી.

તપસ્વીશ્રી લાલચંદજી મહારાજ સાહેબે, તેમને બહુ જ શાન્ત્વન આપ્યું અને ફરમાવ્યું કે હવે તો કેવળ હૃદયને એ જ આશ્વાસન દઇ શકાય કે અમારો એક વિનોદ ગયો પરતુ આ ત્રણ (માનમુનિ, કહાનમુનિ, પારસમુનિ) એમ ત્રણ વિનોદ આપી ગયા. વિનોદમુનિશ્રીના ગુરુભાઈ હોવાથી આમને તમે વિનોદમુનિ જ સમજો જેમ કે મારા ત્રણ વિનોદમુનિ સયમ તપનુ પાલન કરી રહ્યા છે. આ સિવાય હવે આપણે કરી પણ શુ શકીએ છીએ ? કારણ કે મુનિશ્રીને કોઈ પણ પ્રકારે જ્યાં ગયા ત્યાંથી લાવી નથી શકાતા.

બીજે દિવસે સવારે માતા–પિતાશ્રીએ બિચનમાં બિરાજતા તપસ્વીશ્રી સિરેમલજી મહારાજ સાહેબ, તેમ જ પંડિતમુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબના દર્શન કર્યા ત્યાં જ્યારે તેઓએ સ્વય દીક્ષા લીધી તે જગ્યા, ચાંદીની ડબીમાં સાવધાની પૂર્વક સુરક્ષિત રાખેલા લોચ કરેલા કેશ તથા સસારી અવસ્થાનાં વસ્ત્રોને જોયા ત્યારે તો તેમનુ હૃદય અત્યંત ભરાઈ જ આવ્યુ આખું શરીર શિથિલ થઇ ગયુ પડિતજી મહારાજ સાહેબે શ્રી વિનોદમુનિજીના અસામાન્ય ગુણોનુ સ્મરણ કરાવતા કરાવતાં તેમને અખૂટ ધૈર્ય બંધાવ્યુ

સાંજના માતા પિતાશ્રી ફરી ફલૌદી આવ્યા અને સંતોની સેવા ચાકરી કરી માતુશ્રીએ ૧૦૦૧ સામાયિક કરવાની પ્રતિજ્ઞા કરી તથા વનસ્પતિકાયને અભયદાન જાવજીવનુ આપ્યુ (લીલોતરી માત્રની બાધા લીધી) અને પ્રાર્થના કરી કે મહારાજ સાહેબ ! મારી આ એ જ એક ભાવના હતી કે હવે હું વિનોદ મહારાજને એમના ગુરુદેવની સાથે ખુદ પોતે પણ પગે વિહાર કરી ગુજરાતમાં તેડી લાવીશ પણ તે પૂરી થઇ નથી હવે આપ ગુજરાત જરૂર પધારજો

અને રાજકોટ પાવન કરજો વિનોદમુનિશ્રીને આપે મહાન સહાય કરી છે આપ એમના તારણહાર છો એ ઉપકાર કોઇ વખતે ભૂલાશે નહીં પણ હવે રાજકોટ પધારી – કૃપા કરી મારા ઉપર બીજો ઉપકાર કરજો

તપસ્વીશ્રી લાલચંદજી મહારાજ સાહેબે પિતાશ્રીને એક મહિનામાં ચાર દિવસ નિવૃત્તિ (સંવર) પૂર્વક વ્યતીત કરવાનો યથા અવસરે ઉપદેશ આપ્યો પિતાશ્રીએ તેનો ભાવપૂર્વક સ્વીકાર કર્યો. ગુરુદેવના શ્રીમુખેથી પ્રત્યાખ્યાનરૂપે પ્રતિજ્ઞા ગ્રહણ કરી. શ્રી રસિકબાઈ ધીરાણીએ વિધિપૂર્વક નવકાર – મંત્રની એક માળા ફેરવવાની પ્રતિજ્ઞા હંમેશ માટેની ગ્રહણ કરી ત્યાર બાદ છેવટે ફરી માતુશ્રી મણિબેને અને પિતાશ્રી દુર્લભજીભાઈએ ગદ્ગદ્ કંઠે ઉપકાર માન્યો અને રાજકોટ પધારવા માટે હાર્દિક વિનંતી કરી.

બોટાદ શ્રી સંઘે મુનિશ્રીના માતાપિતાશ્રીને યથા સમયે સ્ટેશને પહોંચાડીને અલ્પપુણ્યા બોટાદ નગરી ઉપર કૃપાદૃષ્ટિ રાખવાની પ્રાર્થના કરતાં કરતાં વ્યથિત હૃદયે વિદાય આપી.

॥ ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!



" अमंखयं जीविय मा पमायए "





શ્રી વિનોદકુમાર વીરાણી

(દીક્ષા લીધા પહેલાં શાસ્ત્રાભ્યાસ કરતા)

જન્મ પોરબંદર

## બા. બ્ર. શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

*

આ પુસ્તક બા. બ્ર શ્રી વિનોદમુનિના સ્મરણાર્થે પ્રગટ કરવામાં આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાંથી અહીં સંક્ષિપ્તમાં તેઓશ્રીનું જીવન વૃતાંત છાપવામાં આવેલ છે અને તેમને આ ગ્રંથ અર્પણ કરવામાં આવે છે.

આ પરમ વૈરાગી અને દયાના પુંજ જેવા આ પુરુષનો જન્મ વિક્રમ સંવત ૧૯૯૨ પોર્ટસુદાન (આફ્રિકા) માં કે જ્યાં વીરાણી કુટુંબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે, ત્યાં થયો હતો.

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનું નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનું નામ બેન મણિબેન વીરાણી બન્નેનુ અસલ વતન રાજકોટ (સૌરાષ્ટ્ર) છે બેન મણિબેન ધાર્મિક ક્રિયામાં પહેલેથી જ રુચિવાળા હતા; પરંતુ શ્રી વિનોદકુમાર ગર્ભમાં આવ્યા પછી વધારે દૃઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા.

પૂર્વ ભવના સંસ્કારથી વિનોદકુમારનુ લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગભાવ તરફ વધારે હોવા છતા તેઓશ્રીએ નોનમેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યવહારિક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમાં કુશળતા બતાવેલી.

તેઓશ્રીએ યુનાઈટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વીઝર્લેન્ડ, તેમ જ ઇટાલી, ઇજીપ્ત વગેરે દેશોમાં પ્રવાસ કરેલ સં ૨૦૦૯ના વૈશાખ માસ, સને ૧૯૫૩માં લંડનમાં રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસંગે તેઓશ્રી લંડન ગયા હતા. કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ, દેશ પરદેશ ફરવા છતાં પણ તેમણે કોઇ વખતે પણ કંદમૂળનો આહાર વાપરેલ નહીં

ઉગતી આવતી યુવાનીમા તેઓશ્રીએ દુનિયાના રમણીય સ્થળો જેવા કે કાશ્મીર, ઈજીપ્ત અને યુરોપના સુંદર સ્થળોની મુલાકાત

લીધી હોવા છતાંએ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયુ નહી એ એના પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો જ રંગ હતો અને એ રંગે જ તેમને તે બધુ ન ગમ્યુ અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ–સાધ્વીજીનાં દર્શન કરવાને ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યુ હુડા કાલ અવસર્પિણિના આ દુષમ નામના પાંચમા આરાનું વિચિત્ર વાતાવરણ જોઇ તેમને કંઇક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગ ભાવમાં સ્થિર રહેતા દેશ પરદેશમાં પણ સામાયિક પ્રતિક્રમણ, ચોવિહાર આદિ પચ્ચક્‌ખાણ તેઓ ચૂકયા નહીં ઊંચી કોટિની સેવાનો ત્યાગ કરી તેઓ સૂવા માટે માત્ર એક શેતરંજી એક ઓસીકું અને ઓઢવા માટે એક ચાદર ફક્ત વાપરતા અને પલંગ ઉપર નહી પણ ભૂમિ પર જ શયન કરતા અને પહેરવા માટે એક ખાદીનો લેંઘો અને ઝભ્ભો વાપરતા, કોઇ વખતે કમળો પહેરતા બહુ ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુહપત્તિ, પાથરણુ રજોહરણ અને બે ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી સાથે રાખતા સંડાસમાં નહી પણ જંગલમાં એકાત જગ્યામાં ઘણે ભાગે શરીરની અશુચિ દૂર કરવા જતા હાલતાં ચાલતાં, સંડાસ અને પેશાબ સંબંધીમાં જીવદયાની બરાબર જતના કરતા.

દેશમાં કે પરદેશમાં જ્યારે તેને કોઈની સાથે મળવાનું થતું ત્યારે તેમની સાથે અહિંસામય જૈન ધર્મનું સ્વરૂપ પ્રકટ કર્યા વગર રહેતા નહી

દીક્ષાર્થીઓને જલદી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમ જ કહેતા કે જીંદગીનો કોઈ ભરોસો નથી. " असंखयं जीविय मा पमायए " આયુષ્ય તૂટતાં વાર લાગતી નથી, જીવન તૂટયુ સંધાતું નથી માટે ધર્મકરણીમાં સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઇએ.

ગોંડલ સંપ્રદાયના ઘણાખરા પૂ મુનિવરો અને પૂ મહાસતીજીઓનો તથા લીંબડી સંપ્રદાયના પૂ આચાર્યશ્રી નાગજીસ્વામી

મહારાજ અને દરિયાપુરી સપ્રદાયના શાંત-શાસ્ત્રજ્ઞ પૂ મુનિશ્રી ભાયચંદજી મહારાજ, શ્રમણ સંઘના મુખ્ય આચાર્યશ્રીજી આત્મારામજી મહારાજ તપોસમ્રાટ જ્ઞાનવિધિ શાસ્ત્રોદ્ધારક બા બ્ર પૂ આચાર્ય મહારાજ શ્રી ઘાસીલાલજી મહારાજ વગેરે અનેક સાધુસાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ મુબઇમા સ ૨૦૧૧ સાલમાં શ્રી ધર્મસિહજી મહારાજના સપ્રદાયના પડિતરત્ન શ્રી લાલચદજી મહારાજનો પરિચય થયો. લાલચદજી મહારાજ પોતે, સસારપક્ષના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એમ કુલ ૬ બલકે આખા કુટુબે સયમ અગીકાર કરેલ, તે જાણી તેમને અદ્ભૂત ત્યાગ ભાવના પ્રગટ થઇ કે જે કદી ક્ષય પામી નહી

આ પહેલા તેઓ જ્યારે માતા-પિતાની સાથે પૂજ્ય આચાર્ય શ્રી માણેકચદજી મહારાજના દર્શને બોટાદ ગયેલા ત્યારે તેમના ઉપદેશની જે અસર થઇ તે પણ મુખ્ય અસર પહેલી હતી અને બીજી અસર તે પૂજ્ય લાલચદજી મહારાજના સહકુટુબની દીક્ષા એ હતી આ બેઉ પ્રસગોએ પૂર્વ ભવની બાકી રહેલી આરાધનાને પૂરી કરવાના નિમિત્તરૂપ હોઇને વખતો વખત તેઓ માતા-પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાશ્રી તરફથી એક જ હતો, ‘જે હજુ વાર છે સમય પાકવા દીઓ. જ્ઞાનાભ્યાસ વધારો’

સં ૨૦૧૨ના અષાડ શુદી ૧૫ થી શ્રી વિનોદકુમારે ગોંડલ સંપ્રદાયના શાસ્ત્રજ્ઞ પૂ આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબ પાસે વેરાવળ ચાતુર્માસ દરમ્યાન ખાસ નિયમિત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યો તેની સાથે પૂ આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજના સસાર પક્ષના કુટુબી, દીક્ષાના ભાવિક શ્રી જસરાજભાઇ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા તેઓએ એવો નિર્ણય કરેલો કે આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે આપણે બન્નેએ દીક્ષા લેવી, પહેલા વિનોદકુમારે અને પછી શ્રી જસરાજભાઇએ દીક્ષા લેવી, શ્રી જસરાજભાઇની દીક્ષા તિથી પૂ શ્રી પુરુષોત્તમજી

મહારાજ સાહેબે સં. ૨૦૧૩ના જેઠ શુદ ૫ ને સોમવારે માંગરોળ મુકામે નક્કી કરી. શ્રી જસરાજભાઈ વિનોદકુમારને રાજકોટ મળ્યા. શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઈની યથાયોગ્ય સેવા બજાવી માંગરોળ રવાના કર્યા અને પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની એકને એક વાણી સાંભળી ને તેમને મનમા આઘાત થયો અને દીક્ષા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો.

પૂજ્યશ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુબઈમાં થયેલ હતો અને ત્યારબાદ કોઈ વખત પત્રવહેવાર પણ થતો હતો. છેલ્લા પત્રથી તેમણે જાણેલ હતુ, કે પૂ શ્રી લાલચંદજી મહારાજ ખીચન ગામે પૂ આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે જતા છે. પોતાને પિતાશ્રીની આજ્ઞા (દીક્ષા માટે) મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે આજ્ઞા વિના કોઈ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહી અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમાં લઈને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામાં પણાં વિઘ્નો થશે, એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમા ચાલ્યા જવાનુ નક્કી કર્યું

તા. ૧૪-૫-૫૭ સ. ૨૦૧૪ ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાજના માતુશ્રી સાથે છેલ્લુ જમણુ કર્યું ભોજન કરી, માતુશ્રી સામાયિકમા બેસી ગયા. તે વખતે કોઈને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નોમાંથી બચવા માટે ઘર, કુટુંબ, સૌરાષ્ટ્ર ભૂમિ અને ગોંડલ સપ્રદાયનો પણ ત્યાગ કરી તેઓ ખીચન તરફ રવાના થયા

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલૂમ પડયુ કે તા. ૨૪-૫ ૫૭ના રોજ રાત્રે આઠ વાગે ઘેરથી નીકળી, રાજકોટ જંકશને જોધપુરની ટિકિટ લીધી તા. ૨૫-૫-૫૭ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા ત્યા અઢી કલાક ગાડી પડી રહે છે, તે દરમ્યાન ગામમાં જઈ ને લોચ કરવા માટેના વાળ રાખી ને બાકીના કઢાવી નાખ્યા અને ગાડીમા બેસી ગયા મારવાડ જંકશન તથા જોધપુર જંકશન થઈને તા. ૨૬-૫ ૫૭ ની વહેલી સવારે ૪॥ વાગ્યે ફલોદી પહોંચ્યા ત્યાંથી પગે

ચાલીને ખીચન ઉપાશ્રયમા પહોંચ્યાં અને ઉપાશ્રયમાં બિરાજતા મુનિવરોના દર્શન કર્યા વદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી, બહાર નીકળ્યાં અને પોતાના સામાયિકના કપડાં પહેર્યા અને પછી પૂજ્ય શ્રી મુનિવરોની સન્મુખ સામાયિક કરવા બેઠા, તેમાં "**जाव नियम पज्जुवासामि दुविहं तिविहेणं**" ના બદલે "**जाव जीव पज्जुवासामि तिविह तिविहेणं**" બોલ્યા તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યુ અને તેઓશ્રીએ પૂછ્યું કે "વિનોદકુમાર ! તમે આ શું કરો છો, તેનો જવાબ આપવાને બદલે "**अप्पाणं वोसिरामि**" બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યા કે "સાહેબ ! એ તો બની ચૂકયુ અને મેં સ્વયમેવ દીક્ષા લઇ લીધી, બરાબર જ છે અને તેમા કાંઇ ફેરફાર થઇ શકે તેમ નથી. આ સિવાય આપશ્રીની બીજી કોઈ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમાવો"

તે જ દિવસે બપોરના શાસ્ત્રજ્ઞ પૂ મુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુંબના વ્યકિત છો તમારી આ દીક્ષા અંગીકાર કરવાની રીત બરાબર નથી કારણ કે તમારા માતા-પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે રજોહરણની ડાંડી ઉપરથી કપડુ કાઢી નાખો જેથી તમો શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઇ શકો, એમ ત્રણવાર પૂ મહારાજશ્રીએ સમજાવેલા પરંતુ તેમણે ત્રણેય વખત એક જ ઉત્તર આપેલો કે "જે થયુ, તે થયુ હવે મારે આગળ શું કરવુ તે ફરમાવો"

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી ખીચનનો ચતુર્વિધ સંઘ વિચારમા પડી ગયો અને મુનિશ્રીઓ પર સંસારીઓનો કોઇ પણ પ્રકારનો આ નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામા આવ્યું કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની

જરૂર છે" ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું, તેનો સાર નીચે મુજબ છે:—

મારા માતા-પિતા મોહને વશ થઈને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતું અને "समयं गोयम मा पमायए" ને આધારે એક ક્ષણ પણ દીક્ષાથી વંચિત રહી શકું તેમ નથી, એમ મને લાગ્યું. શ્રી લાલચંદજી મહારાજ સાહેબ-વગેરે એ મને મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનું કહેલ પરંતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો, તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવજ્યાનો પાઠ ભણીને મારા આત્માના કલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરી છે. સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર ભેરસમજથી થઈ છે તેથી તથા સમાજમાં જૈનશાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃતાંત પ્રગટ કરવો ઉચિત છે.

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ મા અધ્યયન પરથી મને લાગ્યું કે મનુષ્ય જીવનનું ખરું કર્તવ્ય મોક્ષફળ આપનારી દીક્ષા જ છે.

છેવટ સુધી મેં મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હું તેમને કંઈક બાબતમાં પણ કહી શકતો ન હતો અને બીજી બાજુથી મને થયું કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી. તેથી મેં વિચારીને આ પગલું ભર્યું છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ. 'તથાસ્તુ'

રાજકોટમાં શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદ કુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા લાગી. ગામમાં કયાંય પત્તો ન લાગ્યો એટલે બહારગામ તારો કર્યાં. કયાંયથી પણ સંતોષકારક સમાચાર સાંપડયા નહીં અર્થાત્ પત્તો મળ્યો જ

હાજતથી મોકળા થઈ પાછા ફરતા હતા, ત્યાં રેલ્વે લાઇન ઉપર બે ગાયો આવી રહી હતી. બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી તેની વ્હિસલ વાગતાં છતાં પણ ગાયો ખસતી ન હતી શ્રી વિનોદમુનિનું હૃદય થરથરી ઉઠયુ અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધુ. હાથમા રજોહરણ લઈ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા. ગાયોને તો બચાવી જ લીધી. પરંતુ આ ક્રિયામાં છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલ્વે લાઇન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતાં રાક્ષસી એન્જિનને ઝપાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યુ અરિહંત... અરિહંત....એવા શબ્દો મુખમાંથી નીકળ્યા અને શરીર તૂટી પડયુ રક્ત પ્રવાહ છૂટી પડયો અને થોડા જ વખતમા પ્રાણાત થઈ ગયો. બધા લોકો કહેવા લાગ્યા કે ગૌરક્ષામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યાં અંતિમ સમયે મુનિશ્રીના ચહેરા પર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી.

હમેશા તેઓ જે તરફ હાજતે જતા હતા એ તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઈન હતી. આ લાઇન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઢોરો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસંગ બને છે.

ફલોદી સંઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ, ટેલીફોનથી આપ્યા. જે વખતે ટેલીફોન આવ્યો તે વખતે વિનોદમુનિના પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક–પ્રતિક્રમણમાં બેઠાં હતાં. માત્ર એક નોકર જ ઘરમા હતો કે જેણે ટેલિફોન ઉઠાવ્યો પણ તે ટેલીફોનમા હકીકત સમજી શકયો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યા. સ્પેશ્યલ પ્લેનથી ફલોદી પહોચે તે પહેલા અગ્નિસંસ્કાર થઇ ગયો સૂચનાનો ટેલીફોન અર્ધો કલાક મોડો પહોંચ્યો. જો સંદેશો

પૂછપરછના જવાબમાં શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યું કે "મે તો દીક્ષા અંગીકાર કરી લીધી છે તેમાં કાંઈ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીરાણી કુટુંબના હિતેષી છો અને જે સાચા હિતેષી હો તો મારા પૂ. બા અને બાપુજીને સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અપાવી દો એટલું જ નહી પણ ' સવિ જીવ કરૂં શાસન રસી " ની ભાવનામા અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામા આગમને અનુલક્ષીને મારી ભાવના એ જ હોય અને છે કે મારી દીક્ષા તેઓની દીક્ષાનુ નિમિત્ત બને અને મારા માતા–પિતા સદ્ગતિને સાધે. અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ.

આવા દૃઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી વિનોદકુમારને પાછા લઈ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા ૩૧–૫–૫૭ ની રાત્રીના રવાના થઈ તા ૨–૬ ૫૭ ના સવારે મહા પરીષહરૂપ ચિત્રનો અનુભવ કરી શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા.

થોડા વખતમા ફલોદીના શ્રી સંઘે પૂ શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમાં ચોમાસુ કરવાની વિનતી કરી તેનો અસ્વીકાર થવાથી સઘ ગમગીન બન્યો એટલે નિશ્ચય ફેરવ્યો અને અષાઢ શુદ ૧૩ ના રોજ બીચનથી વિહાર કરી ફલોદી આવ્યા

દીક્ષા પછી અઢી મહિનાને આંતરે ફલોદી ચોમાસા દરમ્યાન શ્રી વિનોદમુનિને હાજતે જવાની સજ્ઞા થઈ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યું કે બહુ ગરમી છે, જરાવાર થોભી જાવ એટલે શ્રી વિનોદમુનિએ સ્લેકરણ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતા જણાવ્યું કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉં છું જલદી પાછો ફરીશ કાળની મહન ગતિને દાખરૂ રચના રચવી હતી આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો, હમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા

હાજતથી મોકળા થઈ પાછા ફરતા હતા, ત્યાં રેલ્વે લાઇન ઉપર બે ગાયો આવી રહી હતી બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી તેની વ્હિસલ વાગતાં છતાં પણ ગાયો ખસતી ન હતી શ્રી વિનોદમુનિનું હૃદય થરથરી ઉઠયુ અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધુ હાથમાં રજોહરણ લઈ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા. ગાયોને તો બચાવી જ લીધી. પરંતુ આ ક્રિયામાં છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલ્વે લાઇન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતાં રાક્ષસી એન્જિનને ઝપાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યુ અરિહંત. .અરિહંત....એવા શબ્દો મુખમાંથી નીકળ્યા અને શરીર તૂટી પડયુ. રકત પ્રવાહ છૂટી પડયો અને થોડા જ વખતમાં પ્રાણાંત થઈ ગયો. બધા લોકો કહેવા લાગ્યા કે ગૌરક્ષામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યાં અંતિમ સમયે મુનિશ્રીના ચહેરા પર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી.

હમેશાં તેઓ જે તરફ હાજતે જતા હતા એ તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઈન હતી. આ લાઇન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઢોરો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસંગ બને છે.

ફલોદી સંઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ, ટેલીફોનથી આપ્યા. જે વખતે ટેલીફોન આવ્યો તે વખતે વિનોદમુનિના પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક-પ્રતિક્રમણમાં બેઠાં હતાં. માત્ર એક નોકર જ ઘરમા હતો કે જેણે ટેલિફોન ઉઠાવ્યો પણ તે ટેલીફોનમા હકીકત સમજી શકયો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યા. સ્પેશ્યલ પ્લેનથી ફલોદી પહોંચે તે પહેલા અગ્નિસંસ્કાર થઇ ગયો. સૂચનાનો ટેલીફોન અર્ધો કલાક મોડો પહોંચ્યો. જો સંદેશો

સમયસર પહોંચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ ચહેરો જોવાનો અને અંતિમ દર્શનનો પ્રસંગ મળત. પરંતુ અંતરાય કર્મે તેમ બન્યુ નહીં

આથી પ્લેનનો પ્રોગ્રામ પડતો મૂકવામાં આવ્યો અને માતા-પિતા તા. ૧૪-૮-૫૭ ના રોજ ટ્રેઈન મારફત ફલોદી પહોંચ્યાં, શ્રી દુર્લભજીભાઇ અને મણિબેને પૂજ્ય તપસ્વીશ્રી લાલચંદજી મહારાજ સાહેબના દર્શન કર્યાં

આ પ્રસંગે શ્રી લાલચંદજી મહારાજ સાહેબે અવસરને પિછાણીને અને ધૈર્યનું એકાએક ઐક્ય કરીને, શ્રી વિનોદમુનિના માતા-પિતાના સાંત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો જેનો ટૂંકામાં સાર આ પ્રમાણે છે

**"હવે તો એ રત્ન ચાલ્યુ ગયુ સમાજનો આશા દીપક ઓલવાઇ ગયો! ઝટ ઊગીને આથમી ગયો! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી"**

શ્રી વિનોદમુનિના સંસારપક્ષના માતુશ્રી મણિબેનને મુનિશ્રીએ કહ્યું કે– બેન! ભાવિ પ્રબળ છે આ બાબતમાં મહાપુરુષોએ પણ હાથ ધોઇ નાખ્યા છે અને સૌને મરણને શરણ થવુ પડે છે તો પછી આપણા જેવા પામર પ્રાણીનું શું ગજુ છે? હવે તો શોક દૂર કરીને આપણે એમના મૃત્યુનો આદર્શ જોઇને માત્ર ધીરજ ધરવાની રહી

૫ શ્રી સમર્થમલજી મહારાજ સાહેબનો અભિપ્રાય —

પ્રાથમિક તેમ જ અલ્પકાળના પરિચયથી મને શ્રી વિનોદમુનિના વિષે અનુભવ થયો કે તેમની ધર્મપ્રિયતા અને ધર્માભિલાષા 'અટ્ઠિમિંજા પેમાણુરાગરત્તે' નો પરિચય કરાવતી હતી ખાસ સાંસારિક પ્રકાર વૈભવ તરફ તેમની રુચિ દૃષ્ટિગોચર થતી ન હતી. પરંતુ

તેઓ વીતરાગવાણીના સંસર્ગથી વિષયવિમુખ ધર્મકાર્યમાં સદા તત્પર અને તલ્લીન દેખાતા હતા. ખાસ પરિચયના અભાવે વૈરાગ્ય પણ તેમની ધારાથી તેમની ધર્માનુરાગિતા તથા જીવનચર્યાથી કઠિન કાર્ય કરવામાં પણ ગભરાટના સ્થાને સુખાનુભવની વૃત્તિ લક્ષમાં આવતી હતી.

હવે

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો ખુલાસો કરવામાં આવે છે.

પ્ર. ૧. તેમણે આજ્ઞા વગર સ્વયમેવ દીક્ષા કેમ લીધી?

ઉત્તર :– પાંચમા આરાનાં ભદ્રા શેઠાણીના પુત્ર એવતા (અતિમુકત) કુમારને તેની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની તદ્દન ના પાડી એટલે તેણે સ્વયંમેવ દીક્ષા લીધી. ત્યારબાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોંપી દીધા તે જ રાત્રે તેણે બારમી ભીખ્ખુની પડિમા અંગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીનગુલ્મ વિમાનમાં ગયા તેવી જ રીતે શ્રી વિનોદકુમાર સ્વયં દીક્ષિત થયા.

પ્ર. ૨. આવા વૈરાગી જીવને ભયંકર પરિષહ કેમ આવે?

ઉત્તર :– કેટલાક ચરમ શરીરી જીવને મરણાંતિક ઉપસર્ગ આવેલ છે જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામા હજારો ભવના કર્મ હોવા જોઈએ, ત્યારે તેમને એકદમ મોક્ષ જવુ હતુ, તો મારણાંતિક ઉપસર્ગ આવ્યા વગર એટલા બધાં કર્મ કેવી રીતે ખપે? આ પ્ર. શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો, જે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એકાવતારી જીવ હોય

શ્રી વિનોદમુનિનુ વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી ગુજરાતી ભાષા તથા હિન્દી ભાષામા છપાયેલ છે તેમાંથી અહી સાર રૂપે સક્ષેપ કરેલ છે

*

## आदर्श बताकर चले गये तुम



ओह विनोद मुनि आये आये चले गये तुम ॥

प्रेम-धार से पले हुए थे,
सुख वैभव में ढले हुए थे।
फूल गुलाबी खिले हुए थे,
ओह नव दीक्षित हँसा रुला कर चले गये तुम ॥

पीष्म मास कर धूम्र सार तुम,
मोह माया का तोड़ तार तुम।
स्वयं दीक्षा सोल्लास धार तुम,
ओह त्यागी वीर सौर फैला कर चले गये तुम ॥

कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चरित्र तुम्हारा।
कैसा था सौभाग्य तुम्हारा,
ओह आदर्श मुनि आदर्श बताकर चले गये तुम ॥

બાલબ્રહ્મચારી મુનિશ્રીનો આત્મ નિર્ણય

# असंखयं जीविय मा पमायए

અર્થઃ જીવન તુટ્યું સંધાતું નથી માટે
સમય માત્રનો પ્રમાદ કરવો નહિ.



## સ્વ. બા. બ્ર. વિનોદમુનિશ્રી

જન્મ. પોર્ટસુદાન સં. ૧૯૯૨

દીક્ષા
પીંચન-(રાજસ્થાન)
સં. ૨૦૧૩ વૈશાખ વદ ૧૨
તા ૨૬-૫-૫૭ રવિવાર

નિર્વાણ
ફલોદી-(રાજસ્થાન)
સં. ૨૦૧૩ શ્રાવણ સુદ ૧૨
તા ૭-૮-૫૭ બુધવાર

# आदर्श पताकार चले गये तुम

ओह विनोद मुनि प्यारे प्यारे चले गये तुम ॥

प्रेम-धार से पले हुए थे,
सुख वैभव में दले हुए थे।
फूल गुलाबी खिले हुए थे,
ओह नव दीक्षित ऐसा रुला कर चले गये तुम ॥

तीव्र भाव कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम।
स्वयं दीक्षा सोल्लास धार तुम,
ओह त्यागी वीर सौर फैला कर चले गये तुम ॥

कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चरित्र तुम्हारा।
कैसा था सौभाग्य तुम्हारा,
ओह आदर्श मुनि आदर्श पताकर चले गये तुम ॥

બાલબ્રહ્મચારી મુનિશ્રીનાં આત્મ નિર્ણય

# असंखयं जीविय मा पमायए

અર્થઃ જીવન તુટ્યું સંધાતું નથી માટે
સમય માત્રનો પ્રમાદ કરવો નહિં.



## સ્વ. બા. બ્ર. વિનોદમુનિશ્રી

જન્મ. પોટેસુદાન સં ૧૯૯૨

| દીક્ષા | નિર્વાણ |
| --- | --- |
| ખીચન-(રાજસ્થાન) | ફલોદી-(રાજસ્થાન) |
| સં-૨૦૧૩ વૈશાખ વદ ૧૨ | સં-૨૦૧૩ શ્રાવણ સુદ ૧૨ |
| તા ૨૬-૫-૫૭ રવિવાર | તા ૭-૮-૫૭ બુધવાર |

# શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા

---

## शार्दूल.

अर्हंतो भगवन्त इन्द्रमहिताः, सिद्धाश्च सिद्धिस्थिता
आचार्या जिनशासनोन्नतिकराः, पूज्या उपाध्यायकाः,
श्री सिद्धान्तसुपाठका मुनिवरा, रत्नत्रयाराधका
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु नो (वो) मङ्गलम् ॥१॥

वीरः पार्श्वनमिः सुपार्श्वसुविधिः श्रेयांशमल्ली शशी
नेमिर्नाभिजवासुपूज्यविमलो, पद्मप्रभःशीतलः ॥
कुंथुःशांत्यभिनंदनार्हन्मुनि, धर्मोऽजितःसंभवोऽ-
नन्तःश्रीसुमतिश्च तीर्थपतयः, कुर्वन्तु नो (वो) मङ्गलम् ॥२॥

वीरः सर्वसुरासुरेन्द्रमहितो, वीरंबुधाःसंश्रिता
वीरेणाभिहतःस्वकर्मनिचयो, वीराय नित्यं नमः
वीरात्तीर्थमिदं प्रवृत्तमतुलं, वीरस्य घोर तपो
वीरे श्रीधृतिकीर्त्तिकान्तिनिवहो, श्रीवीर भद्रं दिश ॥३॥

पार्श्वो दुःखविदारकस्त्रिभुवने, पार्श्वं रटन्ते सुराः
पार्श्वेणाभिहतं कषायकटकं, पार्श्वाय तस्मै नमः ॥
पार्श्वात्प्राप्य सुखं भुजङ्गयुगलं, पार्श्वस्य धैर्यं मह-
त्पार्श्वे ध्यानरतो लभेच्छिवपदं, हे पार्श्व त्वं पाहि नः ॥४॥

ब्राह्मी चन्दनबालिका भगवती, राजीमती द्रौपदी
कौशल्या च मृगावती च सुलसा, सीता सुभद्रा शिवा ॥
कुन्ती शीलवती नलस्य दयिता, चूला प्रभावत्यपि (च)
पद्मावत्यपि सुंदरी प्रतिदिनं, कुर्वन्तु नो (वो) मङ्गलम् ॥ ९ ॥



## પંચ પરમેષ્ઠિને નમસ્કાર

### દોહરા

જય કરનારા જિનવરા, દુ:ખ હરનારા દેવ;
પાય પડુ પહેલો પ્રભુ નમન તણો નિત મેવ. ૧

પ્રથમ નમું અરિહંતને, બીજા સિદ્ધ ભગવંત;
ત્રીજા શ્રી આચાર્યને, નમું તજી ઠગ તંત. ૨

ઉપાધ્યાય ઉપકારીઓ જ્ઞાન તણા દાતાર;
નમન કરું નિર્મળ થવા ભવજળ તારણહાર. ૩

સાધુ સુંદર લોકમાં, સાધ્વીઓ શણગાર;
સઘળાને સ્નેહે હળે, વંદન વારંવાર. ૪

નમસ્કાર પદ પાંચ છે પાપ તણા હરનાર;
સર્વે જગતનાં કામમાં, મંગળના કરનાર. ૫

# અ નુ પૂ ર્વિ.

ૐ

જ્યાં ૧ હોય ત્યાં નમો અરિહંતાણ કહેવું
જ્યાં ૨ હોય ત્યા નમો સિદ્ધાણ કહેવુ
જ્યા ૩ હોય ત્યા નમો આયરિયાણં કહેવું
જ્યાં ૪ હોય ત્યા નમો ઉવજ્ઝાયાણ કહેવું
જ્યા ૫ હોય ત્યાં નમો લોએ સવ્વસાહૂણ કહેવું.

## ચોપાઈ

અનુપૂર્વિ ગણજ્યો જોય, છમાસી તપનુ ફળ હોય,
સદેહ નવ આણો લગાર, નિર્મળ મને જપો નવકાર. ૧
શુદ્ધ વસ્ત્રે ધરી વિવેક, દિનદિન પ્રત્યે ગણવી એક,
એમ અનુપૂર્વિ જે ગણે, તે પાંચસે સાગરના પાપને હણે ૨

## દોહરા

એક અક્ષર નવકારનો, શુદ્ધ ગણે જે સાર,
તે બાધે શુભ દેવનુ, આયુષ્ય અપરપાર ૧
ઓગણીશલાખ ત્રેસઠહજાર, બસેબાસઠ પળ,
ત્યા સુધી તે ભોગવે, નવકાર મત્રનુ ફળ ૨
અશુભ કર્મ કે હરણકુ, મત્ર બડો નવકાર,
વાણી દ્વાદશ અગમે, દેખ લીયો તત્ત્વસાર ૩

卐

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

કોઠો ૧ લો.

(૧) દાનના પ્રભાવથી ધન્નો અને શાલીભદ્ર સર્વાર્થ સિદ્ધિના ભોગી થઈ દેવલોકે ગયા, યાવત્ તેઓ સિદ્ધિ પદને વરશે એમ જાણી સુપાત્રે દાન દેવું ૧

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

કોઠો ૨ જો.

(૨) શિયળના પ્રભાવથી સુદર્શન શેઠને શૂળી ટળીને સિંહાસન થયું અને કળાવતીના કપાએલા કાંડાં નવપલ્લવ થયાં એમ જાણી શિયળ પાળવું ૨

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

કોઠો ૩ જો.

(૩) તપના પ્રભાવથી ધન્નો અણગાર, દૃઢપ્રહારી, હરિકેશી મુનિ અને ઢઢણ ઋષિ વિગેરે કર્મ ખપાવી મોક્ષપદ પામ્યા, એમ જાણી તપ કરવો ૩

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

કોઠો ૪ થો

(૪) ભાવના પ્રભાવથી પ્રસન્નચદ્રરાજર્ષિ. ઇલાચી કુમાર, કપિલમુનિ, ખદકમુનિના શિષ્યો, ભરતચક્રવર્તી અને મરૂદેવી માતા વિગેરે મોક્ષ પદ પામ્યા, એમ જાણી ભાવના ભાવવી ૪

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

કોઠો ૫ મો.

(૫) ઋષભદેવ સ્વામીની એક ચિત્તે સેવા ભક્તિ કરવાથી નમિ અને વિનમિ એ બેઉ ભાઇ, રાજ્ય, વિદ્યા, અને સદ્ગતિ પામ્યા, માટે જિનરાજની સેવા કરવી. ૫

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

કોઠો ૬ ઠ્ઠો.

(૬) સ્વ અને પરસમયને જાણનારા કેશી ગુરુની વાણી સાંભળવાથી નાસ્તિક એવો પરદેશી રાજા દેવલોકે ગયો; યાવત્ સિદ્ધિ પદને વરશે; માટે ગુરુની વાણી સાંભળવી. ૬

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

કોઠો ૭ મો.

(૭) ભવોભવને વિષે હિતકારક એવા જ્ઞાનથી જવ ઋષિ, ચિલાતિ પુત્ર, માસતુસમુનિ, અને રોહણીય ચોરાદિક, દુ:ખથી મુક્ત થઈ સદ્ગતિના ભાજન થયા, માટે જ્ઞાન ગ્રહણ કરવું. ૭

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

કોઠો ૮ મો.

(૮) દશ દ્દષ્ટાંતે દુર્લભ એવા મનુષ્ય જન્મને પામીને જેઓ આગળથી જૈનધર્મને નથી કરતા, તેઓ શશીપ્રભરાજાની પેઠે શોચના પામે છે, માટે ધર્મ કરવો. ૮

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

કોઠો ૯ મો.

(૯) જેમ મન વિનાનું મળવું, દાંત વિનાનું ચાવવું, ગુરુ વિનાનું ભણવું, લુણ વિનાનું જમવું અને જશ વિનાનું જીવવું નિરર્થક છે તેમ ભાવ વિનાનો ધર્મ પણ નિરર્થક છે

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

કોઠો ૧૦ મો

(૧૦) સત્યથી અગ્નિ પાણી સમાન, ગરલ અમૃત સમાન અને સર્પ ફૂલની માળા સમાન થાય છે; એમ જાણી સત્યપૂર્વક વર્તવું ૧૦

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

કોઠો ૧૧ મો.

(૧૧) પરનિંદા કરે નહીં અને સ્વનિંદા સાંભળી સભ્યતા લાવે, તે મનુષ્ય ધન્યવાદને પાત્ર છે ૧૧

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

કોઠો ૧૨ મો

(૧૨) ધર્મ અને શોક જેમ વધારીએ તેમ વધે અને ઘટાડીએ તેમ ઘટે ૧૨

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

કોઠો ૧૩ મો.

(૧૩) જે પુરુષ દિવસે રતિ ક્રિયા સેવે છે તેને પઠિત પુત્ર ઉત્પન્ન થતો નથી, પરંતુ બલહીન પુત્ર ઉત્પન્ન થાય છે; માટે દિવસે બ્રહ્મચર્ય પાળવું ૧૩

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

કોઠો ૧૪ મો.

(૧૪) જુવાન અવસ્થામા પાંચ ઇંદ્રિયોને વશ કરવી, તેમજ રાગ, દ્વેષ, વિષય અને ક્રોધાદિકને જીતવા ૧૪

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

કોઠો ૧૫ મો.

(૧૫) હું મરણના દુખમાં રહ્યો છુ, મારુ આયુષ્ય ક્ષણમાત્ર નથી, એમ માની ધર્માચરણ કરવું ૧૫

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

કોઠો ૧૬ મો.

(૧૬) જેમ લોભી પુરુષ ધન મેળવવામા તત્પર રહે છે, તેમ ધર્મી પુરુષે જ્ઞાન મેળવવામાં તત્પર રહેવુ ૧૬

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

કોઠો ૧૭ મો.

(૧૭) શાંતિ જેવો બીજો તપ નથી, સંતોષ જેવું બીજું કોઇ સુખ નથી, તૃષ્ણા જેવી બીજી કોઇ વ્યાધિ નથી, અને દયા જેવો બીજો કોઈ ધર્મ નથી. ૧૭

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

કોઠો ૧૮ મો.

(૧૮) જેમ પુત્ર વિનાનું પારણું અને વર વિનાની જાન શોભતી નથી તેમ ધર્મ વિના આત્મા શોભતો નથી. ૧૮

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

કોઠો ૧૯ મો

(૧૯) શાસ્ત્ર-શ્રવણ, સ્મશાન અને રોગ એ ત્રણ વૈરાગ્ય ઉત્પન્ન થવાનાં મુખ્ય હેતુ છે ૧૯

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

કોઠો ૨૦ મો.

(૨૦) પાપ કર્યા પછી પસ્તાવો કરવા કરતાં પાપ કરતી વખતે પસ્તાવુ, એ વધારે સારૂ છે ૨૦

## મર્યાદા શા માટે ?

આ જીવાત્મા અનાદિ કાળથી ૮૪ લક્ષ જીવાયોનિમાં અથડાયા કરે છે, કારણ કે તેને પાચ આશ્રવ ( ૧ પ્રાણાતિપાત ૨ મૃષાવાદ ૩ અદત્તાદાન ૪ મૈથુન ૫ પરિગ્રહ ) તથા પાચ પ્રમાદ ( ૧ મદ, ૨ વિષય, ૩ કષાય, ૪ નિદ્રા–નિદ્રા ૫ વિકથા ) તેમ જ પાંચ ઇન્દ્રિયોના શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરે મીઠાં લાગે છે આથી જીવાત્મા જન્મ, જરા અને મૃત્યુ રૂપી દુઃખની પરપરા વધાર્યે જ જાય છે, પરન્તુ અવિનાશી અથવા શાશ્વત સુખ જીવના હાથમા આવ્યુ નથી જીવને સદ્ગુરુનો બોધ નથી મળ્યો, તેથી તે સદૈવ અવ્રતી જ રહ્યો છે જેમ કારીગરના હાથમાં પથ્થર આવે અને તે તેની સુંદર આકૃતિઓ બનાવે તેમ ભવ્ય જીવ જો સદ્ગુરુની પાસે આવે તો તે સદ્ગુરુ તેને બોધ આપી વ્રતી બનાવે, જેથી તે મર્યાદામા આવી જતા ઉત્તરોત્તર વિકાસને માર્ગે આગળ વધે

આવી જો કોઇ મર્યાદા ન કરી હોય તો તેનુ કેવું પરિણામ આવે તે ઉપર એક દૃષ્ટાંત છે–

મથુરા નગરીમા જિતશત્રુ નામે રાજા છે તે રાજાને કોઇ કારણથી તેના ભાઇઓ સાથે વૈર થયુ તેથી તે ભાઇઓ બહારવટે નીકળ્યા અને મથુરા નગરીની તેમ જ જિતશત્રુ રાજાના તાબાના અનેક ગામોની પ્રજાને હેરાન કરવા લાગ્યા. એક વાર તેમણે વિચાર કર્યો કે આપણે આખા રાજ્ય સામે વૈર નથી પણ માત્ર મથુરાવાસીઓ સાથે જ વેર છે તો પછી બીજા નિર્દોષ માણસોનો સહાર શા માટે કરવો ! આથી બીજી પ્રજાનો ભય ટળ્યો. વળી તેઓએ વિચાર્યું કે આપણે મથુરાની પ્રજા સાથે વૈર નથી, પણ માત્ર રાજા સાથે જ વૈર છે આથી મથુરાના પ્રજાજનોનો ભય ઓછો થયો. અને હવે માત્ર રાજાને જ રહ્યો. આ રીતે અવ્રતી જીવોને સમગ્ર જગતનાં જીવાત્માઓને હણવા રૂપ ક્રિયા આવતી જ હોય છે, તો પછી એની મર્યાદા કરીને એ રૂપ ક્રિયાથી કેમ ન બચવું ! જે વ્રતધારણનો સાર છે જેટલા પ્રમાણમા સમકિતી જીવો મર્યાદા બાધશે તેટલા પ્રમાણની જ ક્રિયા તેને લાગશે અને એ રીતે જીવ હળુકર્મી અને અલ્પ સસારી બને છે માટે મહાન્ પુરુષના

અપૂર્વ યોગે સાંપડેલો આ માનવભવ સાર્થક કરવા માટે વ્રત ધારણની અને વિવેકી બનીને આશ્રવનો ત્યાગ કરવાની અનિવાર્ય જરૂર છે.

સુજ્ઞ મનુષ્યો પ્રમાદ છોડી વ્રતારાધનમાં તત્પર થઈ શક્તિને ફોરવશે એવી આશા છે.

## વ્રત આદરવાની શી જરૂર છે?

૧ 'વ્રત' એટલે હિતકર નિશ્ચયો. માણસે જેમ પોતાનાં તથા મનુષ્ય માત્રના હક્કોના રક્ષણ માટે સરકારી કાયદાથી બધાવું પડે છે અને જેઓ એ બધન તોડે છે તેમણે દંડ-કેદ વિગેરે શિક્ષાઓ સહન કરવી પડે છે; તેમ જ આત્મિક નિયમો પણ તેણે પોતાના કલ્યાણ સારૂ તથા અન્ય જીવોની સગવડ ખાતર અવશ્ય પાળવા જ જોઇએ.

૨ આજના જેવા કાયદાબાજ વકીલો અને રાજાઓ જે વખતમાં નહોતા તેવા વખતમા યોજાયેલાં આ વ્રતો, વ્રત આદરનારનુ તેમ જ સમગ્ર પ્રાણી વર્ગનું હિત કરે છે એ તેની ખાસ ખૂબી છે આ વ્રતો ધારનાર માણસ ખૂન કરી શકતો નથી, તેથી દેહાંતદંડની શિક્ષાથી સહિસલામત જ છે; ચોરી અને વ્યભિચાર કરતો નથી, દંડ અને કેદ પામતો નથી, જૂઠું બોલતો નથી અને તેથી પોતાનુ માન ખોતો નથી. આર્ત, રૌદ્ર ધ્યાન ધ્યાતો નથી અને તેથી ક્ષય આદિ અસાધ્ય દરદોનો ભોગ થઈ પડતો નથી તથા પોતાની શક્તિ અને વખત ગુમાવતો નથી.

૩ વ્રત ધારવાથી ઇન્દ્રિયો ઉપર કાબુ મેળવવાની શક્તિ આવતી જાય છે દુનિયાદારીના પ્રસગોમા તે મુઝાતો નથી પણ અ ત વગરના ભૂતકાળમા તેણે ભોગવેલા સુખ, દુ ખ યાદ લાવી તથા અંત વગરના ભવિષ્યમા હજી તે હૈયાતી ધરાવનાર છે તે વિચારી, ચિત્તનુ સમાનપણું સાચવી શકે છે

૪ દીવાલ વગરના નગરમા શત્રુને તથા કિનારા વગરના સરોવરમાં જળને આવતા કોઈ મુશ્કેલી નથી તેમ જ વ્રત અથવા નિશ્ચય વગરના આત્માને કર્મનો લેપ લાગ્યા જ કરે છે માટે વ્રત રૂપી વાડ કરી લેવાથી નિષ્પ્રયોજન કર્મોથી તેને બચાવી શકાય છે. કયો સુજ્ઞ જન પોતાની જ આવી દયા નહિ પસદ કરે?

૫. જ્યારે ત્યારે પણ ભવભ્રમણ અને તેને અંગે રહેલી જરા-જ મ-
મરણ—આધિ—વ્યાધિ—ઉપાધિની પીડાઓથી છૂટવા માટે તેના કારણભૂત
વિકારોને તજવા તો પડશે જ, ત્યારે વિકારો તજવામાં ઉત્તમ
હથિયાર રૂપ વ્રતો આંખ આગળ છતાં જેઓ તેનો ઉપયોગ ન કરે
તેઓ શું આત્મઘાતી ન ગણાય ?

એ પ્રમાણે આ વ્રતો આ લોકમાં સ્વસ્થ બનાવનાર અને
પરલોકમાં સુખ આપનાર હોઈ, દરેક માણસે તેને આદરવાં જોઈએ.
જેમ જેમ એની શ્રેણીમાં તે ચડતો જશે તેમ તેમ અવ્યાબાધ, અનુપમ
સ્થિતિની નજીક આવતો જશે. શ્રી પંચ પરમેષ્ટી સર્વ મુમુક્ષુ જનોને
વ્રત આદરવાની ઇચ્છા અને તેને પાર ઉતારવાની શક્તિ આપો ! આમેન ! !

## ઉપયોગ કેમ કરવો ?

સમગ્ર વાચકવર્ગ કાંઈ વિદ્વાન ન હોઈ શકે, માટે થોડીક
સૂચના અત્રે કરવાની જરૂર છે

પ્રથમ સમકિત અને મિથ્યાત્વનું સ્વરૂપ સમજવું એ જાણપણું
કર્યા પછી પોતાની શક્તિ તથા દેશકાળાદિનો વિચાર કરીને વ્રત આદરવાં.

શ્રદ્ધા, અનુભાસના, અનુપાલના, વિનય અને ભાવ એ પાંચ
શુદ્ધિ સહિત આ વ્રતો કોઈ વિદ્વાન મુનિરાજ સમીપે અંગીકાર કરવાં
અને તેવા જ ભાવે પાળવાં વરસમાં એકવાર સાધુજી પાસે અથવા
પોતાથી વડેરા શ્રાવક પાસે વાંચી જવાં, કે જેથી કરેલા 'નિયમો'
અથવા લીધેલા વ્રતો યાદશક્તિમાં તાજા થાય અને નિયમો'
પાળવાનો નિશ્ચય દ્રઢીભૂત થાય તેમ જ ગત વર્ષ દરમ્યાન જે કાંઈ
દોષ લાગ્યા હોય તેની આલોચણા' (आलोचना) લેવાય. દરેક
વેપારી વરસ આખરે પોતાની લેવડદેવડના હિસાબ તપાસે છે તેમ
'વ્રત ના વેપારમાં શું શું ભૂલો પોતાથી થઈ અગર શું શું ચડતા
ભાવ થતા ગયા તે અવશ્ય વરસ આખરે તપાસવું જોઈએ.

## ચેતવણી

વ્રત આદરનારે દરેક કલમ બરાબર લક્ષ રાખીને વાંચવી. તે પળી શકે તેમ હોય તો જ કાયમ રાખવી અને પળી શકે તેમ ન હોય તો લાલ શાહીથી તેટલો ભાગ છેકી નાખવો, એટલે એ બંધનમાં પોતે નથી એવું સમજાય તેમ જ કોઈ કલમમાં પોતાની સ્થિતિ વિચારતા શબ્દ વધારવા કે ઘટાડવા જેવું લાગે તો તેમ પણ કરવુ આમાં લખેલી બધી કલમો પ્રમાણે બંધાવું જ જોઈએ એવો કાંઇ ફરજીઆત કાયદો નથી, પરન્તુ જે થોડી બંધણી કરી હોય તે પૂરેપૂરી પાળવી તો જોઈએ જ માટે આગળ પાછળનો વિચાર કરીને પછી બંધણીમા પડવું વ્રત આદરવા તે કાઇ ઘોબીની પેઠે આડી અવળી બે ચાર ઝીકો મારી લેવાનુ કામ નથી પણ સાક્ષીએ દસ્તાવેજ કરી આપવાનુ કામ છે વળી જીંદગીભર એ દસ્તાવેજ પાળવાનો છે તે કાયદાના ઈકરાર કરતાં પણ વધારે ગંભીર કામ છે.

તે સાથે, વ્રત આદરનારે એટલુ પણ લક્ષમાં રાખવા જેવું છે કે, વ્રત ધારવાની ઇચ્છાનુ મૂળ સમ્યક્ત્વ અથવા સમકિત હોવુ જોઇએ અને જ્યારે સમકિત સહિત વ્રત ધરાય ત્યારપછી પહેલાં પાચ અણુવ્રતમા તો મોટી છૂટો ન જ રાખી શકાય દાખલા તરીકે, બીજા વ્રતમા કોઈ એવી છૂટ રાખવા ઇચ્છે કે "જૂઠા દસ્તાવેજ કરવાની મને છૂટ છે" તો તે વ્રતધારીના લક્ષણ નથી, જ્યા સમકિત છે ત્યા એવી છૂટનો સભવ જ નથી હા, સામાયિકો થોડી થઇ શકે, (પરિગ્રહનો સકોચ થોડો થઈ શકે; એ બધુ શક્તિ મુજબ થોડુ થાય એની હરકત નથી અરે, સમકિત જીવ આજીવિકા અર્થે મીલનો ઉદ્યમ પણ કરી શકે, તથાપિ સમકિત જીવથી વ્યભિચારની છૂટ કે ચોરીની છૂટ તો ન જ રાખી શકાય જે કૃત્ય માણસપણાને છાજે નહિ તે કૃત્ય સુશ્રાવકપણાને કદીએ છાજે નહિ

# બાર વ્રત

## સમકિત (સમ્યક્ત્વ) નું સ્વરૂપ

સ્પષ્ટાર્થ – સમ્યક્ એટલે સારી રીતે (તત્ત્વોનું) જાણપણું કરી તેમા શુદ્ધ શ્રદ્ધા રાખવી તેનું નામ 'સમ્યક્ત્વ. એ 'સમ્યક્ત્વ' અથવા 'સમકિત,' 'ધર્મ' રૂપી ઇમારતનો દરવાજો છે માટે તેનું સ્વરૂપ પ્રથમ જાણવું જોઇએ.

વિવરણ :– 'સમ્યક્ત્વ'માં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વના જાણપણાનો સમાવેશ થાય છે –

(૧) દેવતત્ત્વ–કર્મરૂપ શત્રુના હણનાર, કેવળજ્ઞાની, કેવળદર્શની, ચોત્રીશ અતિશયે કરી સહિત, પાંત્રીસ વાણીના ગુણે કરી યુક્ત, અઢાર દોષ રહિત, એક હજાર આઠ ઉત્તમ લક્ષણના ધરણહાર, ચોસઠ ઇંદ્રના પૂજનિક અને બાર ગુણે કરી સહિત એવા શ્રી ભગવંત તીર્થંકર દેવ મહાવિદેહ ક્ષેત્રમાં વિચરે છે તે – તથા સકળ કર્મ રહિત, સકળ ઉપાધી વર્જિત, સકળ કાર્ય સિદ્ધિત, જન્મ–જરા–મરણ રહિત, અશરીરી અવિનાશી, અનંત આત્મિક સુખની લહેરમાં બિરાજતા શ્રી સિદ્ધ પરમાત્મા દેવ.

(૨) ગુરુ તત્ત્વ –'પંચ મહાવ્રત'ના પાળનાર સત્તાવીશ ગુણે કરી સહિત આઠ મદના ગાળક, દસવિધિ યતિધર્મના પાળક, છકાયના રક્ષક, સત્તર ભેદે સંયમના ધરણહાર, શુદ્ધ બોધના દાતાર અને જિનેશ્વર દેવની આજ્ઞામાં પ્રવર્તનારા : એવા સાધુ

(૩) ધર્મ તત્ત્વ :– કેવળી ભાષિત દયામય, વિનયમૂળ, શુદ્ધ આચારવિચારરૂપ, આત્મિક–અનાત્મિક સ્વરૂપ જણાવનાર આત્મિક બંધનથી મૂકાવનાર, સિદ્ધાંત વચન રૂપ, મોક્ષ સુખનો આપનાર : એવો ધર્મ

પ્રતિજ્ઞા– ઉપર પ્રમાણે શુદ્ધ શ્રદ્ધા ધરાવનારને માટે સાચા દેવ, ગુરુ અને ધર્મ જાણવા અને માનવા. તે સિવાયના બીજા સર્વ અસત્ દેવ, અસત્ ગુરુ અને અસત્ ધર્મને સંસાર તરણ–તારણ બુદ્ધિએ, મોક્ષાર્થે માનવા–વાંદવા તથા પૂજવાનાં, જીવું ત્યાં સુધી, મન–વચન અને કાયાએ કરી પચ્ચક્ખાણ,

## आगार

સંસાર અર્થે, લૌકિક વ્યવહારે, કુળાચારે, ગચ્છપરંપરાએ રાજાના કારણે ૧, દેવતાના કારણે ૨, નાતજાતને કારણે ૩. બળાત્કારે. માતા-પિતા-વડીલોના-ગુરુના કારણે ૪, અટવી-વિષમ સ્થાનકે એ વગેરે કારણોએ ૫, ગોત્રજ પૂર્વજ આદિ દેવોને પૂજવું-પગે લાગવુ પડે ૬ તેનો **आगार.**

## अतिचार

(૧) **संका**- શ્રી જિન વચનના ગંભીર-ગહન ભાવ સાંભળીને મનમાં સંદેહ ઉપજે તે.

(૨) **कंखा**- અન્ય ધર્મની આકાંક્ષા એટલે ઇચ્છા કરવી તે

(૩) **वितिगिच्छा**- ધર્મકરણીના ફળનો સંદેહ રાખવો તે

(૪) **परपासंड प्रसंसा**- અન્ય જે પાખંડી મત (ઢોંગી ધર્મ) તેની પ્રશંસા એટલે વખાણ કરવાં તે

(૫) **परपासंड संथवो**- અન્ય જે પાખંડી મત તેનો વિશેષ પરિચય એટલે સહવાસ કરવો તે.

એ પાંચ અતિચાર **મારે જાણવા**, પણ **આચરવા** નહિ

એ પ્રમાણે હું અરિહંત-સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિથ્યાત્વ વોસિરાવું (તજું) છુ અને યથાશકિત નીચે પ્રમાણે 'બાર વ્રત' મહાપુરુષ પંડિતરાજ, તરણ તારણ, ગુણવંત, શુદ્ધ 'પંચ મહાવ્રત'ના પાળનાર, મહા વૈરાગી, પરોપકારી, સૂત્રસિદ્ધાંતના જાણ એવા અનેક ગુણે કરી સહિત મહારાજ શ્રી મુનિશ્રીના શિષ્ય પાસે અંગીકાર કરુ છુ તેની ફરસનાએ કરી શુદ્ધિ હોજો શ્રા. મારે પૂજ્ય શ્રી સ્વામીના સંઘાડાની છે તે અખંડિત હોજો

---

## પહેલુ વ્રત [ અણુવ્રત. ]

નામ :– " थुलाओपाणाइवायं वेरमण "

અથવા " स्थूल प्राणातिपात विरमण व्रत "

सप्ताथ – ( સ્થૂલ = મોટકા, પ્રાણ + અતિપાત = પ્રાણીના પ્રાણનો અતિપાત ( હિંસા ) વિરમણ = વિરામવુ વ્રત=પ્રતિજ્ઞા, મોટકા પ્રાણાતિપાત ( જીવહિંસા) થી વિરામવા અથવા નિવર્ત્તવા સબંધી પ્રતિજ્ઞા

વિવરણ:—જગતમાં જીવ ( પ્રાણી ) બે પ્રકારના છે એક ત્રસ અને બીજા સ્થાવર બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને પંચેંદ્રિ જીવ તે ત્રસ કહેવાય છે અને પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના જીવ તે સ્થાવર કહેવાય છે ગૃહવાસમાં રહેલા મનુષ્ય ( શ્રાવક – શ્રાવિકા ) થી બાદર જીવની હિંસા સર્વથા તજી શકાતી નથી, માટે આ પુસ્તકના અન્તે પરિશિષ્ટ (अ) માં લખ્યા મુજબ તેની મર્યાદા કરૂં છુ અને ત્રસ જીવની હિંસાનાં નીચે પ્રમાણે પચ્ચક્ખાણ કરુ છુ —

પ્રતિજ્ઞા—(મોટકા) ત્રસ જીવને વિના અપરાધે–વિનાકારણે સંકલ્પી–હણવા નિમિત્તે હણવાના, જીવું ત્યાં સુધી, બે કરણ ત્રણ યોગે પચ્ચખ્ખાણ, એટલે મન–વચન–કાયા એ ત્રણ યોગે કરી જીવહિંસા કરુ નહિ; તેમ જ એ ત્રણ યોગે કરી બીજા પાસે કરાવું નહિ

મન વચન અને કાયા એ ત્રણને યોગ ' કહે છે કરવું, કરાવવું અને કરતાને રૂડુ જાણવું એ ત્રણને કરણ ' કહે છે

(૧) મન વચન ને કાયા ત્રણ યોગે ' કરી પાપ કરુ નહિ એ ત્રણને ત્રણ કોટી કહે છે (૨) એ ત્રણ ' યોગે ' કરી પાપ કરાવું નહિ એ ત્રણને બીજી ત્રણ કોટી કહે છે એ બે મળી છ કોટી થઈ (૩) એ ત્રણ યોગે ' કરી બીજાને પાપ કરતાં રૂડુ જાણુ નહિ તેને ત્રીજી ત્રણ કોટી કહે છે એ ત્રણે મળી નવ કોટી થઇ એમાથી છેલ્લી ત્રણ કોટી બાદ કરી બાકીની છ કોટીએ આ વ્રત અંગીકાર કર્યું છે

## આગાર

પાંચ સ્થાવરના આરંભની ક્રિયા કરતાં, શરીર ઉપગરણ–દુપદ–ચૌપદ–રસ–કસ–કરિયાણાની સારસભાળ કરતા, ઔષધાદિ ખાતાં–ખવરાવતાં–ચોપડતા–ચોપડાવતાં, **ચોર શત્રુ વિગેરેથી પોતાનું રક્ષણ કરતાં**, ચાલતાં–સૂતાં–ઉઠતાં–બેસતા–રસોઈ કરતાં, વેપાર અને બીજી અનેક પ્રકારની ક્રિયાઓ કરતાં અને સાંસારિક કામકાજ કરતાં તથા **શૂન્ય ઉપયોગે** ત્રસ જીવ હણાય તેનો **આગાર** *

---

* આગાર રાખ્યો છે **તથાપિ** "જીવહિંસાત્યાગ વ્રત" અંગીકાર કર્યું છે એ વાત ધ્યાનમાં લઈ નીચેની બાબતો અવશ્ય પાળવા કાળજી રાખવી.

(૧) અણુગળ પાણી વાપરવુ નહિ, છેક ઝીણા વસ્ત્રો પાણી ગળવું નહિ.

(૨) સળેલુ અનાજ ખરીદવુ નહિ; અનાજ ઝાટકતા, તડકે નાખતા તેમાના જીવ મરે નહિ તેવી સંભાળ રાખવી; સળેલુ અનાજ જીવાત ખાનામાં નાખવુ

(૩) સીધું સામાન તથા ખાવા–પીવાની દરેક ચીજ બરાબર જોયા સિવાય વાપરવી નહિ. પ્રવાહી ચીજ ઉઘાડી મુકવી નહિ

(૪) લુગડા પલેવણ કર્યા સિવાય પલાળવાં–ધોવાં નહિ કે ધોબીને ધોવા આપવા નહિ

(૫) ખાટલા–ગોદડા તડકે નાખતા કે ખખેરતા તેમાના જીવ મરે નહિ તેવી સભાળ રાખવી.

(૬) બાવળાદિ સળી જાય એવાં ઈંધણ ખરીદવાં નહિ. છાણા, વાસના ચારણાથી ચાળીને બાળવાં. ચારણો ન મળે તો તેને બરાબર ખખેરીને બાળવા

(૭) વર્ષાઋતુમાં જીવની બહુ ઉત્પત્તિ થાય છે. માટે બનતા સુધી ગાડી આદિની સ્વારી કરવી નહિ

(૮) કપાસીઆ, તલ વિગેરેમા વર્ષાઋતુમાં જીવની ઉત્પત્તિ વિશેષ થાય છે માટે બનતાં સુધી તેવી ચીજનો વેપાર કરવો નહિ.

(૯) કઠોર સાવરણીએ પુંજો વાળવો નહિ

## अतिचार

(૧) बंधे– નિર્દય બુદ્ધિએ કરી કોઈ પ્રાણીને દુઃખથી મરી જાય તેવા દૃઢ કે ને ગાઠે બંધન બાંધવું તે.

(૨) वहे– નિર્દય બુદ્ધિએ કરી કોઈ પ્રાણીને લાકડી આદિનો પ્રહાર કરવો તે.

(૩) छविछेए– દ્વેષ બુદ્ધિએ કરી કોઇ પ્રાણીનાં અંગ–ઉપાંગ છેદવાં તે.

(૪) भईमारे (भतिभारारोपण)– કોઇ પ્રાણી ઉપર મર્યાદાથી અધિક ભાર ભરવો તે.

(૫) भत्तपाण वोच्छेए–દ્વેષ બુદ્ધિથી કોઇ પ્રાણીને ભાત પાણીનો અંતરાય પાડવો તે.

* * * એ પાંચ અતિચાર મારે જાણવા પણ આચરવા નહિ.

## બીજુ વ્રત [ અણુવ્રત. ]

નામઃ– " थूलाओ मुसावायाओ वेरमण " અથવા " स्थुल मृषावाद विरमण व्रत "

स्पष्टार्थ –(સ્થૂલ=મોટકા. મૃષાવાદ=જૂઠું બોલવું તે, વિરમણ= વિરામવું વ્રત=પ્રતિજ્ઞા ) મોટકુ જૂઠું બોલવાથી નિવર્તવા સંબંધી પ્રતિજ્ઞા

विवरण – જગતમાં જૂઠું ઘણા પ્રકારનું છે, તેમાં આ નીચે લખેલા પાંચ મુખ્ય છે –

(૧) कन्नालीक –( કન્યા+અલિક=જૂઠું ) વર કન્યાનાં વેવીશાળ સંબંધી સારાને ખોટું, ખોટાને સારૂં કે જાતિ ફેર કે ઉમર ફેર વિગેરે જૂઠું બોલવું તે.

(૨) गवालीक (गवालीक)–( ગો=ગાય+અલીક=જૂઠું ) ગાય, ભેંસ વિગેરે ઢોરના સંબંધમાં બાંઝણી ગાય ભેંસ વિગે જૂઠું બોલવું તે

(૩) भोमालिक (भूम्यलीक) ( ભૂમિ=જમીન+અલીક=જૂઠું )કઠિણ અથવા ઉપાઉ જમીનના સંબંધમાં જૂઠું બોલવું તે

(૪) **थापणमोसो**– પારકી થાપણ મૂકવા આપી તે ઓળવવા સબંધી જૂઠું બોલવું તે

(૫) **मोटकी कुडीशाख**– મોટકી જૂઠી સાક્ષી પૈસા લઇને તથા સબધને લઇને પૂરવી તે.

**प्रतिज्ञा**–એ રીતે મોટકુ જૂઠું બોલવાનાં, જીવુ ત્યાં સુધી બે કરણ અને ત્રણ યોગે **पच्चक्खाण.** ( કોટી છએ )

## आगार

કોઇ જીવ બચાવવાને કારણે, મશ્કરીમાં ભયથી, કે ઘર સબંધી કામમાં કોઈ વાત છાની રાખવા જેવી હોય, તેથી, તથા ભાષા ન જળવાય ને ઉપયોગ શૂન્યથી બોલાય તેનો **आगार** પણ કોઈને મોટુ નુકસાન થાય એવું જૂઠું બોલવું નહિ.

## अतिचार

(૧) **सहस्सब्भक्खाणे**–કોઇને ધ્રાસકો પડે કે નુકસાન થાય એવી અણવિચારી ભાષા બોલવી તે.

(૨) **रहस्सब्भक्खाणे**–કોઇની રહસ્ય (છાની) વાત ઉઘાડી કરવી તે

(૩) **सदारमंतमेए**–પોતાની સ્રીના ( સ્રીએ પુરુષના ) મર્મ પ્રકાશ કરવા તે

(૪) **मोसोवएसे** મૃષા (ખોટો) ઉપદેશ–નીતિથી ભ્રષ્ટ થાય તેવો કરવો તે.

**कूडलेहकरणे**–ખોટા દસ્તાવેજ, ખાતાં, નનામો કાગળ ચીઠ્ઠી વિગેરે લખવાં તે

એ પાંચ અતિચાર મારે **જાણવા પણ આચરવા નહિ.**

---

## त्रीजुं व्रत [ अणुव्रत ]

नामा– "थुलाओ अदिन्नादाणाओ वेरमणं" अथवा स्थूल अदत्तादान विरमण व्रत"

स्पष्टार्थ– [ સ્થૂલ=મોટું અદત્તાદાન=વગર આપ્યે લેવું તે, વિરમણ=વિરામવું વ્રત=પ્રતિજ્ઞા ] વગર આપ્યે અથવા વગર કહ્યે કોઈ ચીજ લેવાથી એટલે ચોરી કરવાથી વિરામવા સંબંધી प्रतिज्ञा

विवरण– સ્વામી અદત્ત જીવ અદત્ત, તીર્થંકર અદત્ત અને ગુરુ અદત્ત એ ચાર પ્રકારના અદત્ત પૈકી સ્વામી અદત્તથી ચોરીનો ગુન્હો બને છે તેના પ્રકાર નીચે મુજબ—

(૧) खातर खणी– ખાતર ખોદીને (ઘર–દુકાન તોડીને) માલ લેવો તે.

(૨) गांठडी छोडी– ગાંસડી છોડીને ( કાતરીને–ફાડીને ) અંદરથી માલ લેવો તે

(૩) ताळा पर कुंचीए करी– ઘર, દુકાન પટારા, પેટી, પાકીટ વિગેરેને તાળું દઈને બંધ કીધેલું હોય તેને પર એટલે પારકી (બીજી) કુંચીથી ઉઘાડીને કે તોડીને અંદરથી માલ કાઢી લેવો તે

(૪) पडी वस्तु धणीयाती जाणी– પડેલી ચીજનો ધણી જાણવા છતાં લેવું તે.

इत्यादिक– એ સિવાય ઠગી, ચૂકી, ગજવું કાપી નજર ચૂકવી તથા ધુમસો કરીને માલ લેવો તે

प्रतिज्ञा– ઉપર પ્રમાણે સ્વામી અદત્ત એટલે ધણીએ આપ્યા વગર કે કહ્યા વગર લેવાનાં એટલે ચોરી કરવાનાં જીવું ત્યાં સુધી ૨ કરણ અને ત્રણ યોગે पच्चक्खाण અને ભારે કીમતની કોઈ કે પડેલી વસ્તુનો માલિક ન મળી આવે તો તેનો ( )* ભાગ ધર્માદામાં વાપરવો એવી प्रतिज्ञा કરું છું પણ પરિગ્રહની મર્યાદામાં ગણવો

* આ જગાએ આઠમો ભાગ એમ લખવું

## આગાર

(૧) સગાં સ્નેહીની ચીજ તેના ભરોસે (તેને પાછી આપવાના નિશ્ચયે), વગર કહ્યે, લેવી પડે તેનો આગાર.

(૨) છીંકણી, સોપારીનો કટકો, કલમ વિગેરે **નિર્માલ્ય** ચીજ બહુ જરૂરિયાત હોવાથી (માલિકની ગેરહાજરીમાં કહ્યા વગર લેવાનો આગાર.)

(૩) દાટેલી કે રસ્તામાં પડેલી વસ્તુનો માલિક મળી ન આવે તો તે રાખી લેવાનો આગાર. (પણ જો તે ભારે કીમતની હોય તો તેનો અમુક ભાગ ધર્માદામા વાપરવા પ્રતિજ્ઞા કરવી.)

## अतिचार

(૧) तेनाहडे (स्तेनआहृत) (સ્તેન=ચોર+આહૃત=હરણ કરેલી) ચોરાઉ વસ્તુ જાણી બૂઝીને લેવી તે

(૨) तक्करपओगे–ચોરને મદદ કરવી તે

(૩) विरुद्ध रज्जाइक्कमे–રાજ્ય વિરૂદ્ધ કામ એટલે દાણ ચોરી કે લાંચ લેવી વગેરે કામ કરવું તે

(૪) कूडतोल्ले कूडमाणे–ખોટા તોલ અને ખોટા માપ રાખવાં તે.

(૫) तप्पडिरुवगववहारे(– તત્ પ્રતિરૂપ વસ્તુનો વહેવાર) દેખાડેલી વસ્તુ આપતા બીજી વસ્તુ આપવી તે.

એ પાંચ અતિચાર મારે **જાણવા** પણ **આચરવા** નહિ.

## ચોથું વ્રત [અણુવ્રત]

**नाम.**–"थूलाओ मेहूणाओ वेरमणं" અથવા "**स्थूल मैथुन विरमण व्रत.**"

**स्पष्टार्थ**–(સ્થૂલ=મોટકા, મૈથુન=કામભોગ, વિરમણ=વિરમવું, વ્રત=પ્રતિજ્ઞા.) મોટકા મૈથુન સેવવાથી, વિરમવા સબંધી **प्रतिज्ञा.**

विवरण–(१) पुरुषे परस्त्रीथी अने स्त्रीए परपुरुषथी मैथुन सेववु ए व्यभिचार कहेवाय छे माटे तेनां सर्वथा पच्चक्खाण करु छु (२) पोतानी स्त्री के पुरुषथी सर्वथा मैथुन तजवु मुश्केल माटे तेनी मर्यादा करु छु

प्रतिज्ञा–(१) पोतानी स्त्री के पुरुष सिवाय अन्य स्त्री पुरुष तिर्यंच के देवता संबंधी जीवु त्यां सुधी नीचेनी कोटीए पच्चक्खाण–

(अ) जंबुद्वीपना दक्षिणार्ध भरतमांना मनुष्य–तिर्यंच संबंधी एक करण ने एक योगे एटले कायाए करी मैथुन सेवुं नहि (कोटी एक)

(ब) बाकी रहेलां मनुष्य तिर्यंच अने देवता संबंधी बे करण ने त्रण योगे एटले मन, वचन अने कायाए करी मैथुन सेवुं नहि अने ए त्रण योगे मैथुन सेवरावुं नहि (कोटी छए)

(२) पोतानी स्त्री के पुरुषथी नीचे लखेली तिथिओमां जीवु त्यां सुधी एक करण ने एक योगे एटले कायाए करी मैथुन सेववानां पच्चक्खाण

[ नीचे तिथिओनां नाम लखवां ]

[२] शुक्ल पक्षमां —
[१] कृष्ण पक्षमां :—

आगार

नीमेली तिथि भूली जवाथी के तिथिनी खबर नहि पडवाथी मैथुन सेवतां व्रत भांगे नहि पण बीजे दिवसे मैथुन सेववु नहि

* अतिचार

(१) इत्तरिय परिग्गहिय गमणे–( इत्तरिय एटले थोडा काळनी ( नानी उमरनी, परिग्गहिय एटले ग्रहण करेली—परणेली )

---

* आ व्रतना पहेला अने बीजा अतिचारना अर्थ करवामां केटलाक पुस्तकोमां भूल थयेली जोवामां आवे छे माटे तेनो खुलासो करवानी अत्रे जरूर जणाय छे :—

લગ્ન થયેલું છે પણ ઉંમર નાની છે તેનાથી ગમન કરવું તે.

(૨) **अपरिग्गहिय गमणे**–(अपरिग्गहिय એટલે ગ્રહણ કરેલી નથી, લગ્ન થયુ નથી.) વેવિશાળ થયેલ છે પણ લગ્ન થયેલુ નથી તેનાથી ગમન કરવું તે

(૩) **अन्नंग क्रिडा**–પરસ્ત્રીનાં અંગોને વિષય દૃષ્ટિથી સ્પર્શ કરવો તે, કામચેષ્ટા કરવી તે.

(૪) **परविवाह करणे**–પારકા વિવાહ તથા નાતરાં કરાવવાં તે.

(૫) **कामभोगेसु तिव्वाभिलासा**–કામભોગ ઉપર અતિ તીવ્ર ઇચ્છા કરવી તે.

એ પાંચ અતિચાર મારે **જાણવા** પણ **આચરવા નહિ.**

## પાંચમું વ્રત [ અણુવ્રત ]

**नामः–थुलाओ परिग्गहाओ परिमाण**" અથવા **स्थूल परिग्रह परिमाण व्रत.**"

---

**इत्तरिय परिग्गहिय गमणे** નો અર્થ "થોડા કાળની એટલે નાની ઉપરની સ્ત્રીથી ગમન કરવુ નહિ." એવો કરેલો છે તે ભૂલ ભરેલો છે કારણ કે નાની ઉંમરની હોય પરંતુ તેનાથી લગ્ન થયેલુ ન હોય તો તે પરસ્ત્રી કહેવાય અને પરસ્ત્રીથી **મૈથુન** સેવવાનાં તો અહીં પચ્ચક્ખાણ કરેલાં છે, તો તે **અતિચાર** કહેવાય નહિ, **અણાચાર** કહેવાય, માટે ખરું જોતાં તે સ્ત્રીથી લગ્ન થયેલું હોવુ જોઇએ પણ નાની ઉમરની હોવાથી તેનાથી મૈથુન સેવવાનો અતિચાર કહેલો છે (સરકારી કાયદો પણ એવો જ છે)

**अपरिग्गहिय गमणे** નો **અર્થ** "ગણિકા વગેરેથી ગમન કરવુ નહિ" એવો કરેલો છે, તે પણ ભૂલ ભરેલો છે કારણ કે ગણિકા એ પણ **પરસ્ત્રી** જ ગણાય; માટે "વેવિશાળ થયેલ છે પણ લગ્ન થયેલું નથી" તેવી સ્ત્રી સમજવી કારણ કે લગ્ન થયા સિવાય તે મૈથુન સેવવાને યોગ્ય નથી માટે અતિચાર કહેવાય

સ્પષ્ટાર્થ :-( સ્થૂલ=મોટકા, પરિગ્રહ=માલમત્તા, પરિમાણ=મર્યાદા, વ્રત=પ્રતિજ્ઞા ) મોટકા પરિગ્રહની મર્યાદા કરવા સંબંધી પ્રતિજ્ઞા +

વિવરણ—પરિગ્રહ નવ પ્રકારનો છે તેની વિગત નીચે 'મર્યાદા'માં આપી છે

## પરિગ્રહની મર્યાદા

(૧) ખેત—ઉઘાડી જમીન જેવી કે ખેતરો, વાડી ગામ, ગમાણ, વાડો, બગીચા, બાગમાં આવેલી વગેરે પોતાનાં કરી રાખવા હોય ( ) અગર ભીસ્વી રાખવાં હોય તો વીઘા ( ) સુધી.

(૨) વત્થુ—ઢાંકી જમીન જેવી કે ઘર—હાટ, ઘર ટાંકાં, ખડકી સહિત-મકાન ( ) ઓરડીઓ ( ) ડેલું ( ) સાદાં ખાવાની ઓરડીઓ ( ) ધર્મશાળાને અગે ઓરડીઓ ( ) કદ્રાથી મકાન બાંધીને વેચવાં તે ( ) તથા બંગલો ( ) તેને અગે તબેલા ( ) વગેરે બાંધેલાં મકાન (જમીન સાથે) નગ ( ) સુધી.

(૩) હિરણ્ય—ઘડેલું તથા વગર ઘડેલું રૂપું, શેર ( ) સુધી તથા વેપાર [ ] ઘરેણાં [ ]

(૪) સુવર્ણ—ઘડેલું તથા વગર ઘડેલું સોનું, શેર [ ] સુધી તથા વેપાર [ ] ઘરેણે [ ]

(૫) ધન—હીરા, માણેક, મોતી, પરવાળાં, વગેરે ઝવેરાત રૂપીઆ [ ] સુધીની કીમતનું વેપાર, ઘરેણે તથા મહોરછાપ નાણું રૂપીઆ [ ]ની કીમત સુધીનું માસ બારમાં અમુક ધર્માદામાં રકમ [ ] વાપરવી જોઇએ.

(૬) ધાન્ય-અનાજ ઘર ખર્ચ માટે શિલક રાખવું પડે તો વરસ એક મણ [ ] સુધી

---

+ ઇચ્છારીને ઇચ્છા આકાશ પ્રમાણ છે તે ઓછી કરવા પરિગ્રહનું પરિમાણ કરવું તેનું નામ 'ઇચ્છા પરિમાણ વ્રત" આ વ્રતને આ નામ પણ આપેલું છે.

કાલાં [ ] કપાસ [ ] એરંડા [ ] સરસવ [ ] ગેહુમ [ ] ચોખા [ ] જુવાર [ ] બાજરી ( ) મગ ( ) તલ ( ) કઠોળ ( ) વગેરે ચોવીસે જાતના ધાનના વેપાર માટે શિલકે રાખવું પડે તો વરસ એકે મણ ( ) સુધી.

(૭) दुपद-(બે પગ વાળા) દાસ, દાસી, વાણોતર, કામગરા, વગેરે પોતાના ઘર મધ્યે પોતાના કરી રાખવાં હોય તો નગ ( ) અને પક્ષી રાખવા હોય તો નગ ( ) સુધી.

(૮) चौपद-ચાર પગવાળાં જનાવર—

વાહનની મર્યાદા નીચે મુજબઃ—

| (अ) ચૌપદની પરીવાર સહિત મર્યાદા | (ब) ફરતા વાહનની મર્યાદા | (क) તરતાં વાહનની મર્યાદા |
|---|---|---|
| ગાય નગ | પાલખી નગ | વહાણુ નગ |
| ભેંસ નગ | બળદગાડી | હોડી નગ |
| બળદ નગ | ઘોડાગાડી | સ્ટીમર નંગ |
| ઘેટાં નગ | વ્હેલ નગ | લૉન્ચ નંગ |
| ઘોડા નગ | રથ નગ | મનવાર નગ |
| બકરી નગ | એકા-ડમણી | તાવડા નગ |
| ઊંટ નગ | બાઇસિકલ | ત્રાપા નગ |
| પાડા નગ | મોટરકાર | બલૂન |

(૯) कुविय-ઘરવખરી એટલે નાનાં મોટા રાચરચીલા, પેટી-પટારા વગેરે સર્વ થઇને કુલ રૂપીઆ [ ] સુધી તથા તાંબાના વાસણ, પીત્તળના વાસણ, જરમન સીલ્વર વગેરે ધાતુનો વેપાર કરવો પડે તે [ ] કાપડનો [ ] લાકડાનો [ ] વગેરે.

प्रतिज्ञा-ઉપર પ્રમાણે મર્યાદા કીધી છે, તે ઉપરાંત પરિગ્રહ રાખવાનાં જીવું ત્યા સુધી એક કરણ ને ત્રણ યોગે पच्चक्खाण, [ કોટી ત્રણે ] ×

## आगार

લ્હેણામા કે વારસા હકથી આવેલી તથા લોચથી જડેલી વસ્તુ રાખી લેવાનો आगार પણ તરત જ તેની તપાસ કરવી કે પોતે મર્યાદા કરેલી છે તે

ઉપરાંત તો કોઈ બીજ થઈ જવી નથી ? એ તેમ બન્યુ હોય તો તાકીદે વધારાની ચીજનો સદુપયોગ કરી દેવો

## अतिचार

(૧) खेत–वत्थु–प्पमाणाइक्कमे – ઉઘાડી તથા ઢાંકી જમીનની મર્યાદા ઓળંગવી તે.

(૨) हिरण्ण–सुवन्न–प्पमाणाइक्कमे – રૂપાની તથા સોનાની મર્યાદા ઓળંગવી તે.

(૩) धन – धान्य – प्पमाणाइक्कमे – ધન તથા અનાજની મર્યાદા ઓળંગવી તે

(૪) दुपद–चौपद–प्पमाणाइक्कमे– બે પગવાળાં અને ચારપગાં પ્રાણી આદિની મર્યાદા ઓળંગવી તે.

(૫) कुविय–प्पमाणाइक्कमे – ઘરવખરીની મર્યાદા ઓળંગવી તે.

* એ પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહિ.

## છઠ્ઠુ વ્રત [ ગુણ વ્રત ]

नाम: – " दिशा परिमाण व्रत "

स्पष्टार्थ : – જે ગામમાં રહ્યું છુ ત્યાંથી દશ દિશાઓ.

विवरण–દિશાઓ દશ છે – ૧ उड्ढ એટલે ઊંચી, ૨ अधो [अधः] એટલે નીચી ૩ ત્રીછી [तिर्यक] એટલે વચલી ત્રીછી દિશા આઠ પ્રકારની છે: – ચાર દિશા અને ચાર વિદિશા [ખૂણા] એટલે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય અને ઇશાન.

## परिमाण

૧ ઊંચુ વિમાન કે પર્વત કે મકાનમા જવું હોય તો ગાઉ [ ]

૨ નીચુ ઉતરવુ હોય તો ગાઉ [ ]

૩ ત્રીછી (તિર્યક) દિશાએ ચાર દિશા અને ચાર વિદિશાએ જવાની મર્યાદા · પોતાના રહેવાના ગામથી [ ]

(अ) જળ માર્ગે–વહાણ તથા આગબોટે બેસીને ગાઉ [ ]

[ब] સ્થળ માર્ગે પગે ચાલીને કે વાહને બેસીને કે રેલમાં બેસીને કે વિમાન તથા બલૂનમાં બેસીને જવુ હોય તો ગાઉ [ ]

**प्रतिज्ञा**– ઉપર પ્રમાણે મર્યાદા કરી છે, તે ઉપરાંત જઈને સ્વેચ્છાએ, કાયાએ, પાંચ આશ્રવ અને અઢાર પાપસ્થાનક સેવવાનાં, જીવું ત્યાં સુધી બે કરણ અને ત્રણ યોગે **पच्चक्खाण**.[ કોટી છએ ] અને +હદમાં રહીને હદ બહારની જમીનના સબંધમાં એક કરણ ને ત્રણ યોગે **पच्चक्खाण** [ કોટી ૩ ]

### आगार

ચોરાદિ વડે હરણ કરવાથી રાજાદિના બળાત્કારથી, ગાઉનું માપ બરાબર માલૂમ નહિ પડવાથી, પવનથી બોટ–વહાણ ઘસડાઇ જવાથી અને બેભાન થઇ જવાથી મર્યાદા ઓળગી જવાય તેનો **आगार** અને આગળ ઉપર સાધુપણુ અગીકાર કરું તો મર્યાદા ઓળગી ગમે ત્યા જાઉ તેનો **आगार.** (સાવદ્યકર્મ નહિ કરવા દિશાની મર્યાદા કરેલી છે પણ સાધુને કાંઈ સાવદ્યકર્મ કરવા જવાનુ નથી)

### अतिचार

[१] **उड्ढदिसिप्पमाणाइक्कमे**–ઊંચી દિશાની મર્યાદા ઓળગવી તે

[२] **अधोदिसिप्पमाणाइक्कमे**–નીચી દિશાની મર્યાદા ઓળગવી તે

[३] **तिरियदिसिप्पमाणाइक्कमे**–ત્રીછી [તિર્યક] એટલે જળ તથા સ્થળ માર્ગની ચાર દિશા અને ચાર ખૂણાની મર્યાદા ઓળંગવી તે.

---

+ હાલમાં રેલ્વેની સગવડ હોવાથી માણસો ઘણા દૂર જઇ શકે છે તેથી ત્યા જાતે નહિ જતા સગા સ્નેહીથી પત્ર કે તાર મારફત કામ કરાવી શકાય છે માટે હદમાં રહીને હદ બહારની જગ્યામા તેમ કરવા આગાર રાખ્યો છે.

[૪] खेत्तुवड्डि–સઘળી દિશાના ગાઉ ભેગા કરી એક દિશાએ જવું તે.

[૫] सईअंतरद्धाए–સંદેહ પડયા છતાં આગળ જવું તે

એ પાંચ અતિચાર મારે જાણવા પણ આચરવા નહિ

## સાતમું વ્રત [ ગુણ વ્રત ]

नामः–"उपभोग परिभोग परिमाण व्रत" અથવા "भोगोपभोग परिमाण व्रत"

स्पष्टार्थः–( ઉપ=થોડું+ભોગ=ભોગવવું, પરિ=વધારે+ભોગ=ભોગવવું, પરિમાણ=મર્યાદા, વ્રત=પ્રતિજ્ઞા આહાર, પુષ્પ અને વિલેપન વગેરે જે વસ્તુ દિવસમા એક જ વાર ( થોડી વાર ) ભોગવવામાં આવે છે તે ઉપભોગ અને ઘર, વસ્ત્ર પહેરવા વગેરે જે વારવાર ભોગવવામાં આવે છે તે પરિભોગ એ બેની મર્યાદા કરવા સબંધી પ્રતિજ્ઞા

विवरणः– (१) भोयणाउय એટલે ભોજન સબંધી અને (२) कम्मउय એટલે વેપાર સબંધી: એ બે પ્રકારે આ વ્રતની મર્યાદા કરવાની છે भोयणाउय ના ૨૬ પ્રકાર અને कम्मउय ના ૧૫ પ્રકાર છે પ્રથમ भोयणाउय ની મર્યાદા કર્યા પછી कम्मउय ની મર્યાદા કરીશું

भोयणाउय ના ૨૬ બોલની મર્યાદા—

(१) उल्लणियाविहि ડિલ લુછવાના તથા શોખથી હાથમાં રાખવાના રૂમાલ—ટુવાલ નંગ ( ) તેની જાત–રેશમ ( ) ઊનનો ( ) સુતરઉ ( )

---

* આ ૨૬ બોલની મર્યાદામાં દરેક બોલમાં જાત લખવા જગ્યા રાખી છે તો જાત નહિ લખે તોપણ ચાલશે; કારણ કે અહીં ખપતી ચીજની જાત લખવાની છે તે નહિ લખે તો તે જાતની બધી ચીજ ખપતી છે અને તેની મર્યાદા કરી છે એમ સમજવી. પરંતુ કોઈ ચીજ ત્યાગવાની ખાસ હોય તો "અમુક ચીજનો ત્યાગ છે" એમ લખવું અથવા અમુક ચીજ (નામ લખવી) સિવાય બાકીનીનો ત્યાગ છે એમ લખવું.

(૨) दंतणविहं :– લીલાં દાતણના કટકા નગ (  ) તેની જાત :– બાવળ (  ) આવળ (  ) કણોઈ (  ) જીલ (  ) લીંબડો (  ) તુવેર (  ) કપાસ (  ) નેતર (  ) વડનુ (  )

(૩) फलविहं :– શોખથી શરીરે ચોળવાનાં ફળ દિન એકે (  ) તેની જાત :– અરીઠાં (  ) આંબળાં (  ) કકોડી (  )

(૪) अब्भंगणविहं :– શરીરે ચોળવાનુ તેલ, ફુલેલ, અત્તર વિગેરે દિન એકે શેર (  ) તેની જાત :–

(૫) उवट्टणविहं :– શરીરે મર્દન કરવાની પીઠી વિગેરે દિન એકે શેર (  ) તેની જાત – સાબુ (  ) સાજીખાર (  ) ખારો (  ) લોટ (  ) માટી (  ) છાસ (  ) છાણ (  )

(૬) मंज्जणविहं :– સ્નાન કરવાનુ પાણી દિન એકે મણ (  ) દેશ સ્નાન તથા અશુદ્ધતાનો **आगार.**

(૭) वत्थविहं :– શરીરે પહેરવા–ઓઢવા–પાસે રાખવાનાં વસ્ત્ર દિન એકે નગ (  ) તેની જાત.–પણ ધર્મ ઉપકરણ જુદાં શુભ પ્રસંગે આગાર

(૮) विलेवणविहं :– શોખ નિમિત્તે શરીરે ચોપડવું કે કપાળે ચાલ્લો કરવો હોય તો દિન એકે શેર (  ) તેની જાત:– કંકુ, કેશર, સુખડ, લવીંગ, મરી સુંઠ વગેરે

(૯) पुप्फविहं :– સુંઘવાના કે પહેરવાના ફૂલ ( કોઈના તોડેલાં હોય તે તથા પોતાના બગીચામાથી તોડવાં કે વેચવા પડે તો આગાર ) દિન એકે શેર (  ) તેની જાત -

(૧૦) आभरणविहं :– ઘરેણા પહેરવા હોય તો દિન એકે રૂપીઆ (  ) સુધીની કીંમતના, તેની જાત –

(૧૧) धूपविहः— ધૂપ કરવો હોય તો દિન એકે શેર (    )
તેની જાત —લોબાન, અગરબત્તી, ગુગળ, લોટ.

(૧૨) पेज्जविहः— તેજાના સહિત ચા, કોફી, સરબત (    )
ભાંગ (    ) ગુલકાવાનો (    ) વગેરે પીવાની વસ્તુ
દિન એકે શેર (    ) તેની જાત—

(૧૩) मक्खणविहः— સુખડી–મીઠાઈ–હલવો–દૂધીનો હલવો–પાપડીની
ખીચડી વગેરે દિન એકે શેર (    ) તેની જાત—

(૧૪) उदनविहः—(ओदन=ચોખા) કઠોળ સિવાયનું લાડુ ધાન્ય
દિન એકે શેર (    ) તેની જાત—

(૧૫) सूपविह — કઠોળ દિન એકે શેર (    ) તેની જાત

(૧૬) विगइविहः— મધ, માખણ, દારૂ, માંસ એ ચાર મહાવિગય
સદંતર ખાવાનાં તથા વાપરવાનાં पच्चक्खाण

દવા તરીકે મધ–માખણ ખાવાનો આગાર દવા તરીકે દારૂ
ચોપડવાનો આગાર અમીછ દવાની બનાવટના અજ્ઞાનપણાને લીધે
કોઈ મહાવિગય ખવાય તો તેનો આગાર

લઘુ વિગય ખાવાની દિન એકે નીચે પ્રમાણે મર્યાદા—

| | | |
|---|---|---|
| ઘી | પતાસાં | દહીં |
| ગોળ | શીખંડ | મલાઈ |
| તેલ | દૂધપાક | આઈસક્રીમ |
| સાકર | બાસુદી | બરફ |
| ખાંડ | દૂધ | |

(૧૭) सागविहः—લીલોત્રી શાક માટે તથા કાચી ખાવામાં લેની તે દિન
એકે શેર (    ) તેની જાત અત્રે લખવા જરૂર નથી વ્રત ધારણ
કરનારને કંટાળો ન ઉપજે તે સારૂ આ પુસ્તકના અંતે પરિશિષ્ટ
(ક) માં તમામ લીલોત્રીનાં નામ લખ્યાં છે તેમાં પોતાની મરજીમાં આવે
તે લીલોત્રીની છૂટ રાખી બાકીની લીલોત્રીનાં पच्चक्खाण કર્યાં.

અને એ પચ્ચક્ખાણ કરેલી લીલોત્રીનાં નામ ઉપર લાલ સાહીથી છેકો મારવો એટલે બાકીની લીલોત્રી ખપતી છે એમ સમજાશે અને લીલોત્રીની મર્યાદા સમજવી. )

## નીચેની તિથિઓએ તમામ લીલોત્રીનો ત્યાગ :

**શુક્લ પક્ષમાં :—**

**કૃષ્ણ પક્ષમાં :—**

(૧૮) **माहुरविह :–** મેવો, દિન એકે શેર (   ) તેની જાતઃ–કેરી પાકી (   ) કેળાં પાકાં (   ) તથા દ્રાક્ષ, ચારોળી, ખજુર ખારેક, પીસ્તાં વિગેરે :—

(૧૯) **जिमणविह :—** જમવાને માટે ધાન્ય દિન એકે (   ) તેની જાત,

(૨૦) **पाणिविह :—** પીવા માટે પાણી શેર (   )

(૨૧) **मुखवासविह :—**સુખવાસ નિમિત્તે ખાવાની વસ્તુઓ. દિન એકે શેર (   ) તેની જાતઃ—

(૨૨) **वाहनविह :–** બેસવાનાં વાહનઃ– વહાણુ, (નાવ) આગબોટ, કોટિયું, ત્રાપો, વગેરે દિન એકે નગ (   ) તેની જાત :—

(अ) ફરતાં—આગગાડી. (સલૂન)
(व) ચરતાં —ઘોડા, ઊંટ, પાડો.
(क) તરતા —જળવાટે.
(ड) આકાશ માર્ગે. (બલૂન વગેરે)

(૨૩) **उवाणहविह :—** પગરખા વગેરે, નગ (   ) તેની જાતઃ— સપાટ, કતાનના જોડા, પાવડી, મોજા.

(૨૪) **सयणविह :—**સૂવા બેસવાનાં આસન તથા સાહિત્ય, નંગ (   ) તેની જાતઃ—

(૨૫) सचित्तविह :– સચિત દ્રવ્ય, દિન એક ન ગ (     ) તેની જાત–

(૨૬) दव्वविह :– સચિત અને અચિત મળીને દ્રવ્ય ન ગ (     ) તેની જાત :–

રાત્રિ ભોજનનો સર્વથા અથવા માસ એકમાં દિન     નો ત્યાગ રોગ, જરા, પરવશપણું, પરદેશ તથા ભૂલચૂકનો आगार

પ્રતિજ્ઞા– ઉપર પ્રમાણે છવ્વીસ બોલની મર્યાદા કીધી છે, તે ઉપરાંત કોઈ વસ્તુ સ્વેચ્છાએ કાંઈ કરી ભોગ નિમિત્તે ભોગવવાનું જીવું ત્યાંસુધી એક કરણ ને ત્રણ યોગે पच्चक्खाण

आगार

ભેળસેળ, અડબડ, ઓસડવેસડ, અજાણપણું, ઉપયોગ શૂન્ય લગ-મૃત્યુ અને શુભ પ્રસંગ, અગ્નિ પ્રસંગ, દુષ્કાળ પ્રસંગ, રાજ્ય પ્રસંગ, અનુકંપા પ્રસંગ તથા છ છીંડીનો आगार

अतिचार

(૧) सचित्ताहारे– સચિત વસ્તુ ખાવી તે

(૨) सचित्त पडिबद्धाहारे– સચિત વસ્તુની સાથે વળગેલી વસ્તુ ખાવી તે આંબળાદિકથી ગુઠલ ઉખેડીને ખાવો તે

(૩) अप्पोलिया सहिमक्खणया- નહિ પકવેલી વસ્તુ ખાવી કણુ ખરાદિક

(૪) दुप्पोलियो सहि मक्खणया– ખાટી રીતે પકવેલી વસ્તુ ખાવી અડધાં તે રીંગણાં, સકરીઆં, કારીગરાં, ઉબિંબુ વગેરે

(૫) तुच्छो सहि भक्खणया – ખાવાનુ થોડુ અને નાખી દેવુ ઘણું એવી ચીજ–શેરડી, સેગટાની સીંગ, સોંઘર્ (મગફળી) ખાવી તે

એ પાંચ અતિચાર, સારે જાણવા પણ આચરવા નહિ.

આપવું પડે તો તથા કોસ. રેંટ, ઝંપ ઝીલું કરવું પડે તો તથા લાઇ પ્રસંગે પાણી આપવું પડે તો આગાર.

(૧૫) **असइजणपोसणया:**– (અસતિ જનને પોષવાનો) ઢોર, ગુલામ-તે છોકરીઓ રાખી વેશ્યાનો ધંધો કરાવવો નહી, પણ પોતાની ગાય, ભેંસ, ઘોડા વગેરે ઉછેરી વેપાર કરવો પડે તો આગાર.

**आगार**

પોતાના ઘરની કે લેણામાં આવેલી ચીજ વેચવી પડે તેનો **आगार.**

**આઠમું વ્રત [ ગુણવ્રત ]**

**નામઃ– " अणत्थदंडाओ वेरमणं "** અથવા **" અનર્થ દંડ विरमण व्रत "**

**स्पष्टार्थ:**– અનર્થ એટલે અર્થ (સ્વાર્થ) વિના આત્મા દંડાય છે તેવી ક્રિયાઓથી વિરમવા સંબંધી **પ્રતિજ્ઞા.**

**विवरण:**– 'અનર્થ દંડ' ના ચાર પ્રકાર છે તે નીચે મુજબ –

(૧) **अवज्झाणाचरियं:**– ( **अपध्यान** એટલે ખોટું ધ્યાન ધરવાથી ) પાપકારી આર્ત ધ્યાન તથા રૌદ્ર ધ્યાન ધરવું તે ( અમુક માણસનું ઘર બળી જાય તો સારૂ, એવુ દ્વેષબુદ્ધિથી ચિંતવવુ તે રૌદ્ર ધ્યાન અને સાસારિક દુખોની ચિંતામાં મશગૂલ થવું તે આર્ત ધ્યાન. )

(૨) **पमायाचरियं :**– ( **प्रमाद**–આચરણ ) એઠવાણી, ઘી, તેલ, ગોળ, વગેરેના વાસણ ઉઘાડા મૂકવાથી ત્રસ જીવ અંદર પડી મરણ પામે તેવા પ્રવાહી પદાર્થોનો પ્રમાદ (આળસ) કરવો તે

(૩) **हिंसप्पयाणं :**– હિંસાકારી શસ્ત્ર તથા બીજી કોઇ હિંસા થાય તેવી વસ્તુ, હિંસા કરવાના કામમા કોઇને આપવી તે

(૪) **पावकम्मोवएसं:**– ( પાપ કર્મનો ઉપદેશ ) ત્રસજીવની ઘાત થાય એવો તથા સાધુ–શ્રાવક, આદરેલા વ્રતથી ભ્રષ્ટ થાય એવો ઉપદેશ કરવો તે

આપવું પડે તો તથા કોસ રેંટ, અંપ ઝીલું કરવું પડે તો તથા લાઇ પ્રસંગે પાણી આપવું પડે તો આગાર.

(૧૫) असइजणपोसणयाः– (અસતિ જનને પોષવાનો) ઢોર, ગુલામ-તે છોકરીઓ રાખી વેશ્યાનો ધંધો કરાવવો નહી, પણ પોતાની ગાય, ભેંસ, ઘોડા વગેરે ઉછેરી વેપાર કરવો પડે તો આગાર.

आगार

પોતાના ઘરની કે લેણામાં આવેલી ચીજ વેચવી પડે તેનો आगार.

## આઠમુ વ્રત [ ગુણવ્રત ]

नामः– " अणत्थदंडाओ वेरमणं " અથવા " अनर्थ दंड विरमण व्रत "

स्पष्टार्थः– અનર્થ એટલે અર્થ (સ્વાર્થ) વિના આત્મા દંડાય છે તેવી ક્રિયાઓથી વિરમવા સંબંધી प्रतिज्ञा.

विवरणः– 'અનર્થ દંડ'ના ચાર પ્રકાર છે તે નીચે મુજબ:–

(૧) अवज्झाणाचरियंः– (अपध्यान એટલે ખોટું ધ્યાન ધરવાથી) પાપકારી આર્ત ધ્યાન તથા રૌદ્ર ધ્યાન ધરવું તે. (અમુક માણસનું ઘર બળી જાય તો સારૂં, એવું દ્વેષબુદ્ધિથી ચિંતવવું તે રૌદ્ર ધ્યાન અને સાંસારિક દુઃખોની ચિંતામાં મશગૂલ થવું તે આર્ત ધ્યાન.)

(૨) पमायाचरियं :– (प्रमाद–આચરણ) એઠવાણી, ઘી, તેલ, ગોળ, વગેરેના વાસણ ઉઘાડા મૂકવાથી ત્રસ જીવ અંદર પડી મરણ પામે તેવા પ્રવાહી પદાર્થોનો પ્રમાદ (આળસ) કરવો તે

(૩) हिंसप्पयाणं :– હિંસાકારી શસ્ત્ર તથા બીજી કોઇ હિંસા થાય તેવી વસ્તુ, હિંસા કરવાના કામમા કોઇને આપવી તે

(૪) पावकम्मोवएसः– (પાપ કર્મનો ઉપદેશ) ત્રસજીવની ઘાત થાય એવો તથા સાધુ–શ્રાવક, આદરેલા વ્રતથી ભ્રષ્ટ થાય એવો ઉપદેશ કરવો તે.

प्रतिज्ञा:–ઉપર કહ્યા પ્રમાણે મોટકા 'અનર્થ દંડ' સેવવાનાં જાવજ્જીવ ત્યાં સુધી, બે કરણ ને ત્રણ યોગે पच्चक्खाण

आगार

(૧) મન કબજે નહિ રહેવાથી, સરળ સ્વભાવે દ્વેષબુદ્ધિ વિના આર્ત=રૌદ્ર ધ્યાન ધરાય તેનો आगार (૨) સશસ્ત્રકથી ઘી–તેલાદિનાં વાસણ ઢાંકવા રહી જાય તેનો आगार (૩) ચપ્પુ–સુઈ વગેરે કોઈને ત્રસજીવની હિંસા ન થાય એવા ઉપયોગમાં અપાય તેનો आगार (૪) સગાં સંબંધીનું રૂડું ઇચ્છવા નિમિત્તે તથા અનુકંપા નિમિત્તે ધંધો–કામકાજ વગેરે કરવાનું કહેવાય તેનો आगार (૫) તરવાર, બંદૂક વગેરે શસ્ત્ર પરવાનો મેળવી રાખ્યા હોય અને કોઇ સ્નેહીને માત્ર શોભા અર્થે પાસે રાખવા, માગવાથી અપાય તેનો आगार

अतिचार

(१) कंदप्पे:–કંદર્પ ( કામ વિકાર ) વધે એવી કુચેષ્ટા કરવી તે.
(२) कुक्कुइए –(काम मर्म कथा) કામાતુર કરનારી વાતો કરવી તે.
(३) मोहरिए:–(मुखरीपणुं) હાસ્યાદિક જેમ તેમ બોલવું તે (જેથી કોઈની એબ ઉઘાડી થાય અથવા કોઈ કષ્ટ પામે.)
(४) संजुत्ताहिगरणे:–પોતાના ખપ કરતાં વધારે અધિકરણ મેળવવા તે
(५) उपभोग परिभोग अइरत्ते:–ઉપભોગ–પરિભોગ અર્થે વપરાતી ચીજો ઉપર અતિ ચાહના કરવી તે.
એ પાંચ અતિચાર મારે જાણવા પણ આચરવા નહિ.

નવમું વ્રત [શિક્ષાવ્રત]

नाम सामायिक व्रत

स्पष्टार्थ :–આર્ત-રૌદ્ર ધ્યાનની પરિણતિ રૂપ ક્રિયા તેને અશુભ સાવદ્ય વ્યાપાર કહીએ, તેનો ત્યાગ કરીને આત્માને સમતા પરિણામમાં રાખે તે

**सामायिक** [ સમ+આય+ઇક ] **सम** એટલે સમ્યક પ્રકારે જ્ઞાન, દર્શન અને ચારિત્ર, તેનો **आय** એટલે લાભ જેનાથી થાય તે **सामायिक.**

**विवरणः**– એક અંતર્મુહૂર્ત એટલે બે ઘડી સુધી સકળ સાવદ્ય કર્મનો ત્યાગ કરવાનુ આ વ્રત છે. તે ૧૦ મનના, ૧૦ વચનના અને ૧૨ કાયના એ બત્રીસ દોષ તથા ચાર વિકથા (સ્ત્રી, ભોજન, દેશ અને રાજ્ય સબંધી) ટાળીને કરવાનુ છે. એ વ્રત બે ઘડીનુ સાધુપણુ અથવા સાધુપણાની વાનકી હોઇ, અનાદિ કાળના સંસાર પરિભ્રમણ થકી વિશ્રામ કરવાનો રુડો ઉપાય છે.

**प्रतिज्ञाः**– આ સામાયિક વ્રત મારે **છતી શક્તિએ** જીવું ત્યાં સુધી હરરોજ કોટી ૮/૬ * એ કરવું અથવા વર્ષ એકમાં ( ) કરવા

## आगार

માંદગી, પરદેશગમન, પરવશપણું, વૃદ્ધાવસ્થા તથા કોઇ સરકારી કે લૌકિક કામમાં રોકાઇ પડવાથી ન બને તેનો **आगार.**

## अतिचार

(૧) **मण–दुप्पणिहाणे**– મન દુષ્ટ રીતે પ્રવર્તાવ્યું હોય તે.

(૨) **वय–दुप्पणिहाणे**– વચન દુષ્ટ રીતે પ્રવર્તાવ્યુ હોય તે.

(૩) **काय–दुप्पणिहाणे**– કાયા દુષ્ટ રીતે પ્રવર્તાવી હોય તે

(૪) **सामाइयस्स–सइ–अकरणयाए**– સામાયિક કીધુ છે, છતા નથી કીધુ એવુ જાણવું તે.

---

* આ વ્રત કોઇ છ **કોટીએ** (મન–વચન–કાયાએ કરી પાપ કરૂ નહીં અને એ ત્રણ જોગે પાપ **કરાવું** નહી એમ) કરે છે અને કોઇ વચન અને કાયાએ કરી બીજાને કરતાં રૂકુ જાણુ નહિ એ બે **અનુમોદન** વધારી આઠ **કોટીએ** કરે છે આ ઠેકાણે છ કોટીવાળાએ આઠડા ઉપર અને આઠકોટી વાળાએ છગડા ઉપર છેકો મારવો

દશમા અને અગિયારમા વ્રતમાં પણ એમ કરવુ

(૫) सामाइयस्स अणवठियस्स करणयाए સામાયિકનો વખત પૂરો થયા સિવાય પારવું તે.

એ પાંચ અતિચાર માટે જાણવા પણ આચરવાં નહિ.

## દશમું વ્રત [ શિક્ષાવ્રત ]

नाम:– देशावकासिक व्रत

स्पष्टार्थ–(દિશા+અવકાશિક=દિશાના અવકાશને રૂંધીને) સવારથી આરંભીને એક અહોરાત્રિ સુધી પૂર્વાદિક છ દિશાની મર્યાદા બાંધીને તેની બહાર પાંચ આશ્રવ નહિ સેવવાનું તથા હદની અંદર રહીને દ્રવ્યાદિકની મર્યાદા કરવાનું વ્રત.

विवरण–છઠ્ઠા "દિશા પરિમાણ વ્રત" માં દિશાઓનું પરિમાણ કર્યું છે તે જીંદગી પર્યંતનું હોવાથી તેમાં દિશાઓનું માપ ઘણુ રાખેલુ હોય છે પણ હંમેશ તેટલી જગાએ જરૂર પડતી નથી માટે તેનો સંકોચ કરવા સારૂ આ વ્રત અંગીકાર કરવાનું છે. આ વ્રતમાં બે પ્રકારની મર્યાદા કરવાની છે–

(૧) દિન દિન પ્રતિ પ્રભાત થકી પ્રારંભીને પૂર્વાદિક છ દિશામાં જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે ઉપરાંત સ્વેચ્છાએ એક અહોરાત્રિ સુધીમાં પાંચ આશ્રવ સેવવાં નહિ.

(૨) જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે માંહી જે દ્રવ્યાદિકની મર્યાદા કીધી છે તે ઉપરાંત ઉવભોગ પરિભોગ ભોગ નિમિત્તે એક અહોરાત્રી સુધી ભોગવવાં નહિ.

प्रतिज्ञा – ઉપર પ્રમાણે 'દેશાવકાશિક' વ્રત જીવું ત્યાં સુધી છતી શક્તિએ વર્ષ એકમાં (     ) ૮/૯ કોટી એ મારે કરવાં.

### आगार

નવમા સામાયિક વ્રત પ્રમાણે સઘળા આગાર તથા 'દેશાવકાશિક' ન બની શકે તેમ હોય તો ૩૦ સામાયિક કરીને, અગર આઠ દિવસ સુધી શીલ વ્રત' પાળીને એક 'દેશાવકાશિક' વાળવાનો આગાર

## अतिचार

(૧) **आणवणप्पओगे:**– જતા માણુસ પાસે હદ બહારની વસ્તુ મંગાવવી તે.

(૨) **पेसवणप्पओगे:**– ચાકર પાસે હદ બહારની વસ્તુ મંગાવવી તે.

(૩) **सद्दाणुवाए–(शब्दानुपात)** સાદ કરી હદ બહારની વસ્તુ મંગાવવી તે

(૪) **रुवाणुवाए–(रुपानुपात)** રૂપ બતાવી હદબહારની વસ્તુ મંગાવવી તે.

(૫) **बहिया पुग्गल पक्खेवे:**– હદ બહાર કાંકરાદિ નાખી વસ્તુ મંગાવવી તે.

તે પાંચ અતિચાર મારે **જાણુવા** પણ **આચરવા** નહીં.

## અગિયારસું વ્રત (શિક્ષાવ્રત)

**नाम:–पौषध व्रत** અથવા **पोषधोपवास व्रत.**

**स्पष्टार्थ:**– આત્માને ધર્મધ્યાનથી પોષવો એવો 'પૌષધ' શબ્દનો અર્થ થાય છે, અને પૌષધ+ઉપવાસ મળીને 'પૌષધોપવાસ' શબ્દ થયો છે.

**विवरण:**– ચાર પ્રકારનો આહાર, મૈથુન, શરીર ઉપરથી ઉતરી શકે એવા અલંકાર, પુષ્પની માળા, ચંદનાદિક વિલેપન, શસ્ત્ર અને પાપકારી કાર્યનો એક અહોરાત્રિ સુધી ત્યાગ કરીને ધર્મધ્યાન કરવું.

**प्रतिज्ञा:**– ઉપર પ્રમાણે પૌષધ દરમાસે બે–પાખીના જીવું ત્યા સુધી છતી શક્તિએ ૮/૬કોટીએ મારે કરવા, ને ન બને તો વર્ષ એકમાં( )કરવાં

## आगार

નવમા વ્રતમાં લખ્યા પ્રમાણે સઘળા **आगार** તથા પૌષધ ન બની શકે તો સામાયિક ૨૫ કરીને અગર એક છઠ્ઠ કરીને અગર આઠ દિવસ સુધી ચોથુ વ્રત પાળીને એક પૌષધ વાળવાનો **आगार.**

---

\+ પૌષધ નહીં કરી શકનારને આ રસ્તો એવડો લાભકારક છે.

अतिचार

(१) अप्पडिलेहिय-दुप्पडिलेहिय सेज्जा संथारए-शय्या-संथारानुं पडिलेहण कर्युं न होय अगर खराब रीते पडिलेहण कर्युं होय ते.

(२) अप्पमज्जिय- दुप्पमज्जिय सेज्जा सथारए :- शय्या-संथारो पुज्यो न होय अगर खराब रीते पुज्यो होय ते

(३) अप्पडिलेहिय – दुप्पडिलेहिय – उच्चारपासवणभूमिः- झाडा पेशाब करवानी जग्यानुं पडिलेहण कर्युं न होय अगर खराब रीते पडिलेहण कर्युं होय ते.

(४) अप्पमज्जिय-दुप्पमज्जिय – उच्चार पासवणभूमिः- झाडा तथा पेशाब परठवानी जग्या पुंजी न होय अगर खराब रीते पुंजी होय ते

(५) पोसहस्स सम्म अणाणुपालणया –पौषध सर्वथा रुडी रीते पाळे नहि ते.

ए पांच अतिचार मारे जाणवा पण आचरवा नहि.

---

बारमुं व्रत (शिक्षाव्रत)

नाम:- अतिथि संविभाग व्रत

स्पष्टार्थ – अतिथि एटले जेने तिथि-पर्व नथी एवा अथवा जेने आववानी तिथि चोक्कस नथी एवा साधुजीने संविभाग करतां पोताना उपयोग-परिभोग माटे राखेली वस्तुमांथी भाग आपवो ते, अर्थात् साधुजी-साध्वीजीने निर्दोष चौद प्रकारनुं दान देवानुं व्रत.

विवरण – चार आहार (४) वस्त्र (५) पात्र (६), कांबळ (७), रजोहरण (८) पाट-पाटला (९) ओढीने सुवानुं पाटियुं (१०) स्थान (११), संथारो एटले खपती पथारी (१२), औषध (१३) भेषज एटले चुरण प्रमुख (१४) (ए चौद प्रकारनां दान पैकी ५ थी १४ सुधीनां

'પાઢીઆરાં' એટલે યોગ્ય રીતે ભોગવીને પાછાં આપે તો લઇ શકાય છે, પરતુ ૧ થી ૮ સુધીનાં પાછાં લઇ શકાય નહિ.

**प्रतिज्ञा**—સાધુજી–સાધ્વીજી પધારે ત્યારે ઉપર કહેલી વસ્તુમાંથી જોગવાઇ હોય તે વસ્તુ નિર્દોષપણે મારે વહોરાવવી અને પધારે નહિ તો તે ચીજનો ઉપયોગ કરતી વખતે સાધુજીને વહોરાવવાની ભાવના ભાવવી વહોરાવતાં અસુજતુ થાય તો તે દિવસને માટે પાંચ વિગયમાંથી+ એક વિગયનો ત્યાગ કરવો.

## आगार

કારણ પ્રયોગ અણ–ઉપયોગ, પરવશપણુ અને અસુજતાનો **आगार** તથા રોગ અને જરાને લીધે બીજાને વહોરાવવાનુ કહુ તેનો **आगार.**

## अतिचार

(૧) **सचित्त निक्खेवणयाः**—સચેત વસ્તુ અચેત વસ્તુમાં ભળેલી હોય, તેવી વસ્તુ વહોરાવવી તે

(૨) **सचित्त पेहणिया**—સચેત વસ્તુએ ઢાંકેલી અચેત વસ્તુ વહોરાવવી તે

(૩) **कालाइक्कमे**— કાળ એટલે વખત લાગી ગયો હોય તેવી એટલે બગડેલી કે વાસી વસ્તુ વહોરાવવી તે

(૪) **परोवएसे**—પોતે વહોરાવવા યોગ્ય છતા બીજાને વહોરાવવાનો ઉપદેશ કરવો તે

(૫) **मच्छरियाए**— દાન આપી અહકાર કરવો તે
એ પાચ અતિચાર મારે **જાણવા** પણ **આચરવા** નહિ

---

+ દુધ, દહીં, ઘી, તેલ, ગોળ

## સંથારો

नाम- संथारो, संलेखणा अने अणसण

स्पष्टार्थ— સંથારો એટલે મરણ વખતની પથારી; સંલેખણા એટલે ત્રણ શલ્યથી નિવર્તવું તે અને અનશન (અન+અશન) એટલે સર્વ આહારનો ત્યાગ એ ત્રણેનો ભાવાર્થ એક જ છે તે એમ કે-ફાસુક જગ્યા જોઇ પૂંજીને ભાતની પથારી કરવી અને નિ:સંશયપણે ચાર આહારની બંધી કરી તે ઉપર બેસી ક્રિયા કરવી તે.

विवरण— સંથારામાં નીચે પ્રમાણે ક્રિયા કરવાની હોય છે.

સ્થાનક જયણાથી સાફ કરવું, ઝાડા પેશાબની જગ્યા જોઇ પૂંજવી, ડાભ-તૃણની પથારી પાથરીને તે ઉપર ઉત્તર અને પૂર્વ સામે યોગ્ય આસન કરી બેસવું, ઈરિયાવહી પડિક્કમવી, સિદ્ધ અરિહંત તથા ગુરુને નમસ્કાર કરવા ત્યાર પછી પૂર્વે જે વ્રત આદર્યાં છે તે આલોવી, નિંદી, પડિક્કમી, નિઃશલ્ય થઈ પવિત્ર થવું અને હવે પછી અઢાર પાપસ્થાનક, ચાર આહાર અને પોતાના વહાલા શરીરને વોસિરાવવું (તજવું).

(૧) જાવજ્જીવ ભવાભારી—મરણાંત સુધીનો.

(૨) સાગારી—અમુક મુદત સુધીનો

प्रतिज्ञा:— બની શકે તેમ હોય તો ઉપર મુજબ 'આવશ્યક સૂત્ર પ્રમાણે સંથારો કરવાની પ્રતિજ્ઞા કરવી અને ન બની શકે તેમ હોય તો નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરવી

દિવસ ( ) સુધી અથવા આવેલું દુઃખ દૂર થાય ત્યાં સુધી તે દરમ્યાન મરણ નીપજે તો જાવ જીવ સુધી ચારે આહાર, અઢાર પાપ-સ્થાનક તથા મારૂં આખું શરીર વોસિરાવું છું ત્રણ કરણ અને ત્રણ યોગે કરી तस्समंत, पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं, वोसिरामि એ પ્રમાણે મરણ વખતે આ સાગારી સંથારો કરવો.

आगार

અશકિત, બેશુદ્ધિ તથા શૂન્ય ઉપયોગને આગાર.

अतिचार

(१) इहलोगा ससप्पओगे— આ લોકની – આ લોકમાં ઉત્તમ મનુષ્યપણું પામવાની ઇચ્છા કરવી તે.

(२) परलोगा संसप्पओगे— પરલોકની – પરલોકમાં દેવેંદ્ર થવાની ઇચ્છા કરવી તે.

(३) जीविया संसप्पओगे— જીવિતની ઇચ્છા કરવી તે.

(४) मरणा संसप्पओगे— મરણની ઇચ્છા કરવી તે.

(५) कामभोगा संसप्पओगे— કામ ભોગની ઇચ્છા કરવી તે એ પાંચ અતિચાર, મારે જાણવા પણ **આચરવા** નહિ.

પરિશિષ્ટ (अ)

**પાંચ સ્થાવરના આરંભના મર્યાદા.**

(વ્રત ૧ લું)

૧. पृथ्वीकायना आरंभनी मर्यादा

(૧) ખેતી જાતે કરવી હોય તો વીઘાં ( ) અને પર પાસે કરાવવી હોય તો વીઘાં ( ) સુધી ઉપરાંતનાં પચ્ચક્ખાણ.

(૨) જમીન જાતે ખોદવી હોય તો, કોઇ ચીજ દાટવી પડે, ખાળ, પાયો ખોદવો પડે તે વગેરે લાંબી ગજ ( ) પહોળી ગજ, ( ), ઊંડી ગજ ( ) સુધી ઉપરાંતના પચ્ચક્ખાણ.

(૩) માટીના ચાળાં, ચુલા, કોઠી, પથ્થરનાં પાણીઆરાં, માટીનાં વાસણો વગેરેની માટીખાણેથી માટી જાતે લાવવી હોય તો વર્ષ એકમા મણ ( ), પર પાસે મંગાવવી હોય તો વર્ષ એકે મણ ( ) સુધી. ઉપરાંતના પચ્ચક્‌ખાણ. (મકાન ચણાવવામાં–રીપેર કરાવવામાં જોઈએ તેનો આગાર).

(૪) માટી, ખડી, મરડિયા, હીંગળોક, મનસીલ આદિ વેપાર માટે જાતે ખોદવાના પચ્ચક્‌ખાણ.

(૫) નીચે લખેલી ચીજો વર્ષ એકમાં નીચે લખેલી મર્યાદા ઉપરાંત વાપરવાનાં પચ્ચક્‌ખાણ (કારણ પ્રસંગ તથા દવાદારૂનો આગાર). મીઠું મણ ( ) ખારો પાપડિયો મણ ( ), ખારો ધોવાનો તથા ભિસ મણ ( ) સોડા મણ ( ) ફટકડી શેર ( ) ગેરૂ શેર ( ) ફટકડી શેર ( ), ખડી મણ ( )

(૬) માર્ગે ચાલતાં, કુવા–વાવ–ઘર વગેરે ચણાવતાં તથા સમરાવતાં અને પુરણી પુરાવતાં પૃથ્વીકાય હણાય તેનો આગાર.

## ૨ *અપકાયના આરંભની મર્યાદા

(૧) નદીનું, કુવાનું તળાવનું, વાવનું ટાંકાનું ઝીલનું ખાબોચિયાનું, ઝરાનું, નળનું, ભોરીંગનું આવે છે તે અચિત્ત પાણીનો સંથો કરાવવો પડે તો તથા મીઠું તથા ખારૂ પાણી ઉપયોગમાં લેવાનો આગાર આદીની જાતનાં પાણી વાપરવાનાં પચ્ચક્‌ખાણ.

(૨) પોતાના ઘર માટે જાતે પાણી ભરવું પડે તો દિન એકે બેડાં નગ ( ) પખાલ નગ ( ) સુધી. ઉપરાંતનાં પચ્ચક્‌ખાણ.

---

* રાખનું, હીમનું, ધુમસનું મેઘવર્ષનું, ઘાસ ઉપર જામે છે તે કરાનું, આકાશનું ટાઢું, ઉનું આર ખારૂ લવણ સમુદ્ર, મધુર રસ સરખું દૂધ સરખું ઘી સરખું શેરડીના રસ સરખું, જળ રસાદિ સરખું એ બધી જાતનાં પાણી કહ્યાં છે

(સગંસંબંધીને ઘેર ભરવું પડે તથા વિવાહ પ્રસંગે ભરવું પડે તેનો આગાર.)

(૩) વેચવા માટે પાણી ભરવું પડે તો દિન એકે બેડાં નંગ( ), પખાલ નંગ ( ) સુધી, ઉપરાંતના પચ્ચક્ખાણ.

(૪) નદી, તળાવ વગેરે જળાશયમાં નહાવું પડે તો માસ એકમાં વાર ( ) સુધી ઉપરાંતનાં પચ્ચક્ખાણ (દેશસ્નાન તથા કારણ નિમિત્તનો આગાર

(૫) ગાસડી બાધીને ધોવા જવું પડે તો માસ એકમાં વાર ( ). ઉપરાંતનાં પચ્ચક્ખાણ કારણ નિમિત્તનો આગાર.

(૬) નદી ઉતરતાં, મકાન ચણાવતાં-સમરાવતા અપકાય હણાય તેનો આગાર.

(૭) પાણી છાંટવાનાં તથા સડક, પૂલ વિગેરેનો કટ્રાકટ રાખવાની તથા મલકાગળ વગેરેના સંચા બનાવવાની મર્યાદા.-

## ૩. તેઊકાયના આરંભની મર્યાદા

(૧) દારૂખાનુ તથા જ્વાળાગ્રાહી પદાર્થો બનાવવાના પચ્ચક્ખાણ.

(૨) દારૂખાનું તથા જ્વાળાગ્રાહી પદાર્થો જાતે ફોડવાના પચ્ચક્ખાણ. (કારણ નિમિત્તનો આગાર બાળકને દારૂખાનું ફોડાવવું પડે તેનો આગાર.)

(૩) હોળી સળગાવવાનાં પચ્ચક્ખાણ

(૪) વીજળી અને ગ્યાસના દીવા નંગ ( ) તથા તેના બળથી ચાલતા સંચાઓ નંગ ( ) સુધી ઉપરાંતના પચ્ચક્ખાણ

(૫) રસોઇ માટે અગ્નિનાં ભાજન, ચૂલા-સગડી, ઠિબડી, ઘોયરો, ખાણ બાફવાનો ડબો, પાણી મૂકવાની ચૂલડી, અંગેઠી વગેરે નંગ

(     ) ઉપરાંત દિન એકે વાપરવાનાં પચ્ચક્ખાણ (કારણ નિમિત્તનો આગાર)

(૬) દિન એકે દીવા નગ (     ) તથા શુભ પ્રસંગે દીવા નગ (     ) ઉપરાંત કરવાનાં પચ્ચક્ખાણ

(૭) દીવાસળીની પેટી માસ એકમાં નગ (     ) ઉપરાંત વાપરવાનાં પચ્ચક્ખાણ, હવાઈ જવાથી તથા ઉંદર વગેરે તાણી જવાથી વધારે લેવી પડે તેનો આગાર.

(૮) હોકો તથા બીડી ચલમ, ગાંજો પીવાના પચ્ચક્ખાણ (ન બની શકે તો દિન એકમાં વાર (     ) ઉપરાંત પીવાનાં પચ્ચક્ખાણ

## ૪ વાયુકાયના આરંભની મર્યાદા

(૧) ઓગણપચાસ જાતનાં વાજીંત્ર, ઢોલ, ત્રાંસા તથા વાજીંત્રો જાતે વગાડવાના તથા વગડાવવાનાં પચ્ચક્ખાણ, વિવાહ તથા દીક્ષા ઉત્સવ આદિ પ્રસંગનો આગાર
શોખ ખાતર હારમોનિયમ આદિ વગાડનારે અત્રે મર્યાદા કરવી.— વેપાર અર્થે રાખવા પડે તો રૂા. (     ) સુધીની કિંમતનાં રાખવાં

(૨) હીંડોળા ખાટ નગ (     ) તથા પંખા—વીંઝણા, રૂમાલ, કાગળ, પરતીઓ, વીજળીના પંખા વગેરે નગ (     ) ઉપરાંત પોતાની જાતે દિન એકમાં વાપરવાનાં પચ્ચક્ખાણ

## ૫ વનસ્પતિકાયના આરંભની મર્યાદા

(૧) હરરોજ લીલોત્રી શેર (     ) તથા ફળ વગેરે નગ (     ) ઉપરાંત પોતાની જાતે લાવવાના પચ્ચક્ખાણ (પરોણા નિમિત્તે તથા કારણ પ્રસંગનો આગાર)

(૨) કાછિયાની પેરે લીલોત્રી તથા ફળ ક્યાંય ને પાક તોડવાં તથા જાતે તોડીને વેપાર કરવાનાં પચ્ચક્ખાણ (ઘર માટે લાવેલી વધે

તે વેચવાનો તથા પોતાના ખેતરમાં પાકેલી કે લ્હેણામાં આવેલી વેચવી પડે તેનો આગાર )

(૩) ખેડૂતની પેરે ખેતરમાંથી સુડણ, નિંદણ કરવાનાં પચ્ચક્ખાણ [ પોતાના ખેતરમાં કોઈ પાસે કરાવવું પડે કે કરવું પડે તો આગાર. ]

(૪) ઊભા લીલાં ઝાડ કાપવા તથા કપાવવાનાં પચ્ચક્ખાણ. પોતાના ખેતરમાંથી કાપવાનો આગાર.

(૫) લીલા ઘાસના ભારા વાઢી લાવવાના પચ્ચક્ખાણ ( તૈયાર લેવાનો આગાર પોતાના ખેતરમાં પરાયા પાસે વઢાવવાનો આગાર ) વર્ષ એકમાં જીરૂ, અજમો, સૂવા, મરી, સોપારી, ધાણા, બદામ, ચારોલી, પીસ્તા, મરચા જાયફળ અને વિલાયતી દવા, વરીઆળી, એલચી, મેથી, રાઇ, ખસખસ, તલ, ખારેક, અસાળીઓ, તકમરીયાં, બાવચી, હળદર, સુંઠ તે [ ]

(૬) વર્ષ એકમાં અથાણું નીચેની મર્યાદા ઉપરાંત કરવાનાં પચ્ચક્ખાણ :-

| | | | | |
|---|---|---|---|---|
| કેરી મણ | [ ] | કેરડા મણ | [ ] | |
| કેરી છુદો | [ ] | પઇડીઆ શેર | [ ] | |
| બીલી શેર | [ ] | આબલી મણ | [ ] | ફોલ |
| લીંબુ શેર | [ ] | કોકમ મણ | [ ] | |
| મરચા શેર | [ ] | બાકટી મણ | [ ] | |
| આંબળા શેર | [ ] | ગુવારની શીંગ શેર | [ ] | |
| કરમદા શેર | [ ] | પાડલ શેર | [ ] | |
| ગુંદા શેર | [ ] | સુકવણી શેર | [ ] | |
| ડારા શેર | [ ] | કરમદાનુ શેર | [ ] | |
| ખારેકનું શેર | [ , ] | બોરનુ | [ ] | |
| આબલીનુ | [ ] | શેલડીનુ | [ ] | |
| ગરમરનુ | [ ] | ચીભડાનુ | [ ] | |
| તથા બીજી જાતનુ | [ ] | શેર | [ ] | |

## પરિશિષ્ટ (ખ)

### રાચરચીલાંની મર્યાદા (વ્રત પાંચમુ)

| નંગ | નામ | નંગ | નામ |
|---|---|---|---|
| | સોનાનાં વાસણ | | પેટી-પટારા |
| | રૂપાના વાસણ | | ખાટ-ખાટલા-પલંગ |
| | જર્મન સિલ્વરનાં | | પાટ, પાટલા બાજોઠ, માંચી |
| | કાંસાના વાસણ | | ખુરસી, આરામ ખુરસી |
| | ત્રાંબાનાં વાસણ | | ટેબલ |
| | લોઢાનાં ,, | | કોચ |
| | કલઈનાં ,, | | કબાટ |
| | કોપરબરાસનાં ,, | | તીજોરી |
| | પ્લૅટીનમનાં ,, | | ઘડીઆળ, ઘડીઆળાં |
| | ઍલ્યુમિનમનાં ,, | | તળાઈ, ગોદડાં, ઓશીકાં |
| | માટીના તથા ચીનાઈ ,, | | જાજમ, સેતરંજી, ગાલીચા |
| | પરચુરણ બનાવટનાં | | બીજા એવાં સાહિત્યો |

| નંગ | નામ | નંગ | નામ |
|---|---|---|---|
| | આકડિયો | | કાચની હાંડી |
| | ચાળણા, ચાળણી | | કાચનાં ઝુમ્મર |
| | સુપડાં | | કાચના તખતા |
| | કોઠી, ઘડા | | કાચનાં લેમ્પ ફાનસ |
| | બરણીઓ | | કાચનાં રમકડાં |
| | ઘટી | | કાચનાં બીજા સાહિત્યો |
| | ખાંડણી-ખાંડણીયા | | રેંટીયા |
| | સળેલા | | હાળકા |
| | | | સીવવા, ભરવા, ગુંથવાનાં |
| | ખરેલ, ઓરસીયા | | સાહિત્યો |
| | પાટીઆં, પાટલાં | | બીજા પરચુરણ ધંધા |

| | |
|---|---|
| ઘરવખરીનાં બીજાં રાચ | સંબંધી સાહિત્યો |
| કોશ ( લોઢાની ) | કોસ ( ચામડાનો ) |
| કોદાળા–કોદાળી | વરત |
| પાવડા | ચામડાંનાં બીજાં રાચઃ– |
| કુહાડા | |
| ઢાલ–તરવાર | હળ–સાંતીડા |
| ગુપ્તી | ખેતી સંબંધી બીજાં રાચ |
| બંદૂક | |
| છરા–છરી ચપ્પુ | વિદ્યા * ( સાયન્સ ) |
| સુડી–કાતર | સબંધી સાહિત્યો. |
| કાપકુટનાં બીજાં સાહિત્યો | પરચુરણ સાહિત્યો— |

**प्रतिज्ञाः—** ઉપરની મર્યાદા ઉપરાંત તે જાતનાં રાચરચીલાં વધારે રાખવાનાં, જીવુ ત્યાં સુધી એક કરણ ને ત્રણ યોગે **पच्चक्खाण** કોઇની ચીજ અદલબદલ થવાથી વપરાય તેનો તથા પોતાની ચીજનો નાશ થવાથી ફરી લાવવી પડે તેનો **आगार.**

## પરિશિષ્ટ (क)

---

### લીલોત્રીનાં નામનું લિસ્ટ ( વ્રત સાતમુ )

**વ્રત આદરનારને સૂચનાઃ**– આ નીચે રૂઢી અનુસાર આપેલું લાંબુ લિસ્ટ જોઇને ગભરાવું નહિ તેમાથી જેટલી તજાય તેટલી જ તજવી વિચારવું કે એ બધી લીલોત્રી કાંઇ આપણા ઉપયોગમા આવતી નથી, તેમ જ કેટલીક તો મળી શકતી પણ નથી તો **એવી જ** લીલોત્રીનો ત્યાગ કરીશ તોપણ એટલી જીદગી પર્યંતની ક્રિયા ( રાવઇ ) ઉતરશે

---

*સાયન્સના ધંધાવાળાએ છૂટ પુષ્કળ રાખવી જોઇએ

ત્યાગ કરેલી લીલોત્રીના નામ ઉપર લાલ શાહીથી છેકો ન લખવી રહી ગયેલી લીલોત્રીનું નામ નીચે લખવું

| | | |
|---|---|---|
| કાળીંગડાં | કંકોડાં | કેળા (કાચા) |
| કારેલાં | કંટોળા | કેરી (કાચી) |
| વાડકારેલાં | ઠાળાં | લીલકાતરા આખણીન |
| કોઠીંબડા | પપૈયા | કઠલીની ભાજી |
| કોળુ | | કલમની ભાજી |
| કાચી કેરી | બીલી | કુવાડની ભાજી |
| ગલકાં | લીલાંમરચાં | ગલજીભીની ,, |
| ઘોલાં | મોગરી | ગલકાની ,, |
| ગીલોડાં | મોઘરા | ચીલની ,, |
| ઘીતેલા | | ટાકાની , |
| ચીભડાં | રીંગણાં | તાંદળજા , |
| ટીંડોરા | રામફળ | ચોઇની , |
| ટીમરૂ | રાજમરા | પાલખની ,, |
| ડોડા | રાયડોડી | ફુદીનો |
| તરબુચ | લીલવા | લોમણુલે |
| તુરીયાં | સાકરટેટી | સીમડાની ભાજી |
| દુધી (નઇ) | અજમાની ભાજી | સરુચી ,, |
| પરોળાં | કોથમીરની ,, | મેથીની ,, |
| પરવર | કાંબીની | રાઇની ,, |
| ડાભાનીભાજી | ડાભાની ,, | લીલીસોપારી |
| | દક્ષિણી રીંગણાં | ડો કાં |
| રજગરો | | ગજફળી (લીલી) |
| [illegible]ના પોંક | બાજરીનો પોંક | ચણાનો પોંક |
| [illegible]નો પોંક | જુવારનો પોંક | પડનો પોંક |
| ઉપીયુ | પાપડી | તુવેર |
| ભ પાં કમરે | | |

પીપરના પેપા, વડના ટેટા એ બે ખાવા લાયક છે નહી. જેમા ત્રસ જીવ ઘણા હોય છે.

| | | |
|---|---|---|
| લૂણીની ભાજી | અળવીનાં પાન | દાડમ |
| સૂવાની ,, | ભીંડીનાં ,, | નારંગી |
| સરસવની,, | નાગરવેલના પાન | |
| ગુવારશીંગ | મીઠાલીંબડાનાં ,, | બીજોરાં |
| ચોળાની ,, | મૂળાનાં ,, | બદામ ( લીલી ) |
| ચણાની ,, | અનાનસ | બોર ( ચણીઆ ) |
| તુવેરની ,, | અંજીર | બોર ( મોટાં ) |
| પાપડી | અમૃતફળ | મરી ( લીલા ) |
| ભીંડાની શીંગ | આંબળા | રાયણ |
| મગની ,, | | લીંબુ ( મીઠાં ) |
| મઠની ,, | કોઠ | લીંબુ ( ખાટાં ) |
| | લીલી ખારેક | વરીઆળી ( લીલી ) |
| વાલોર | | સીતાફળ |
| વટાણા શીંગ | જાંબુ | સેતૂર |
| શેકટાની ,, | જામફળ | શેરડી |
| | જારનો સાંઠો | સકરજન |
| | પીલુ | લીલો ચાહ |
| | કુટ | લીલો મેવો |
| શ્રીફળ ( લીલુ ) | શ્રીફળલીલુ પાણીપીવાનુ | |
| ×આદુ | ×રતાળુ | ×સકરીઆ |
| ×ગાજર | ×પીંડાળુ | ×ગાજરીઆ |
| ×ગરમર | ×થેક | ×ડુંગળી |
| ×હળદર ( લીલી ) | ×બટાટા | ×લસણ |
| ×સુરણ | ×મુળાનો કાંદો | ×અળવીનો ગાંઠીયો |

×જ્યાં આવી નિશાની કરી છે તે કંદમૂળ કહેવાય છે કંદમૂળના એક સોયના અગ્ર ભાગ ઉપર રહે એટલા ભાગમા અનંતાજીવ ભગવંતે કહ્યા છે માટે જૈન ધર્મ અંગીકાર કરનાર દરેક સ્ત્રી પુરુષે સર્વ જાતના કંદમૂળથી તદ્દન દૂર રહેવુ જોઇએ

મહિમા:– ઉપર લખેલી લીલોત્રી તથા ફળ પૈકી જેના ઉપર ચાલ શાહીથી છેકો મારેલ છે તે મારે જીવું ત્યાં સુધી એક ટંક ને ત્રણ પૈકી ખાવાનાં પચ્ચક્ખાણ ચોળોળ, ભૂકભૂક તથા દવા તરીકે વાપરવાનો આગાર

પરિશિષ્ઠ (ઇ)

---

## આવક્તાં દશ પચ્ચક્ખાણ (પ્રત્યાખ્યાન)

(૧) નમોક્કારસહિયં * (સૂર્ય ઉગ્યા પછી બે ઘડી વીતે ત્યાં સુધી) પચ્ચક્ખામિ (પચ્ચક્ખાણ કરૂં છું) ચઉવ્વિહં આહાર (ચાર પ્રકારના અને બીજા આહાર તે) અસણં (અન્ન) પાણં (પાણી) ખાઇમં (મેવો વગેરે) સાઇમં (મુખવાસ) અન્નત્થણાભોગેણં (અજાણપણે ભોગવાય તેનો તથા) સહસાગારેણં (બળાત્કારે કોઇ મુખમાં વસ્તુ નાખી દે તેનો આગાર રાખીને) વોસિરામિ (પરિત્યાગ કરૂં છું)

(૨) પોરિસી (સૂર્ય ઉગ્યા પછી એક પહોર સુધી) પચ્ચક્ખામિ ચઉવ્વિહં પિ આહાર, અસણં, પાણં, ખાઇમં સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં (સર્વ પ્રકારે અસમાધિ થવાથી ઓસડવેસડ કરવું પડે તેનો આગાર રાખું છું પચ્છન્નકાલેણં (મેઘ આદિના રજથી સૂર્ય ઢંકાઇ જતાં વખતની ખબર ન પડે તેનો પણ આગાર રાખી) વોસિરામિ.

(૩) સાઢપોરિસી કે પુરિમડ્ઢ (સૂર્ય ઉગ્યા પછી દોઢ કે બે પહોર સુધી) પચ્ચક્ખામિ ચઉવ્વિહં પિ આહાર અસણં પાણં ખાઇમં

---

* જેટલા અક્ષર જાડા છે તે પાઠ તરીકે બોલવાના છે અને (કૌંસમાં પાતળા અક્ષર છે તે જાડા અક્ષરનો અર્થ છે તે માત્ર સમજવા માટે છે.)

**સાઇમં અન્નત્થાણાભોગેણં સહસાગારેણં પ અછન્નકાલેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં વોસિરામિ.**

(૪) **એગાસણ**–(દિવસમાં એકવાર જમી રાત્રે ચઉવિહારનાં પચ્ચક્ખાણ કરવાં તે) **એકાસણા ઉપરાંત દુવિહ પિ આહાર પચ્ચક્ખામિ અસણ ખાઇમ અન્નત્થાણાભોગેણ સહસાગારેણ ગુરુ અબ્ભુટ્ઠાણેણ** (ગુરુ પધારે તો ઉભા થવાનો આગાર રાખીને તથા) **આઉટણપસારેણ** (અંગ ઉપાંગ લાંબુ ટુંકું કરવું હોય તેનો અને) **સવ્વસમાહિવત્તિયાગારેણં** (અસમાધિને લીધે ઓસડ વેસડ કરવુ પડે તેનો આગાર રાખીને) **વોસિરામિ**

(પ) **એગઠાણં**–એક સ્થાને બેસી અંગ ઉપાંગ હલાવ્યા વગર દિવસમાં એક વાર જમી ચઉવિહાર કરી ઊઠવું તે) **ઉપરાંત ચઉવિહ પિ આહાર પચ્ચક્ખામિ અસણં પાણં ખાઇમં સાઇમ અન્નત્થાણાભોગેણં સહસાગારેણં ગુરુ અબ્ભુટ્ઠાણેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં વોસિરામિ.**

(૬) **નિવિગઇવિહં**–(દિવસમાં એક વાર વિગય વિના જમી રાત્રે ચઉવિહારનાં પચ્ચક્ખાણ કરવાં તે) **પચ્ચક્ખામિ, તે ઉપરાંત ચઉવિહ પિ આહાર અસણં પાણં ખાઇમ સાઇમ અન્નત્થાણાભોગેણ સહસાગારેણ લેવાલેવેણ** (લેપ રહિત નહિ એવી વસ્તુનો તથા) **ઉક્ખિત્તવિવેગેણ** રોટલી વગેરે ઉપરથી ઠરેલુ ઘી મૂકેલુ હોય તે ઉપાડી લીધેલી રોટલી આવી જાય તો તેનો તથા **પડુચ્ચમક્ખિએણ** (ધૃતાદિકમાં પોળી પ્રમુખ કરેલી હોય અથવા અન્નાદિકમા ધૃતાદિકના છાટા પડ્યા હોય તે અજાણતાં આવી જાય તો તેનો આગાર રાખીને) **સવ્વસમહિવત્તિયાગારેણ વોસિરામિ.**

(૭) **આયબિલ વિહ**–(વિગય રહિત–સ્વાદ વિનાનો લુખ્ખો આહાર દિવસમાં એક વાર જમીને રાત્રે ચઉવિહારના પચ્ચક્ખાણ કરવાં તે) **પચ્ચક્ખામિ ચઉવિહ પિ આહારં અસણ પાણં**

ખાઇમં સાઇમં અન્નત્થાણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ઉક્ખિત્તવિવેગેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ

(૮) દિવસચરિમં—(સૂર્ય ઉગ્યાથી તે સૂર્ય આથમે ત્યાં સુધી) પચ્ચક્ખામિ અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થાણાભોગેણં સહસાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ

(૯) ચઉત્થભત્ત અથવા અભત્તટ્ઠ–(ઉપવાસ આગલી રાતે ચઉવિહારનાં પચ્ચક્ખાણ કરીને) પચ્ચક્ખામિ તિવિહં ચઉવ્વિહં પચ્ચક્ખામિ અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થાણાભોગેણં સહસાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

(૧૦) અભિગ્રહ–(દ્રવ્યથી, ક્ષેત્રથી, દેશથી, કાળથી, ભાવથી અભિગ્રહ ધારવો તે સંબંધી) પચ્ચક્ખામિ ચઉવ્વિહં, પિઆહાર, પચ્ચક્ખામિ અસણં, પાણં ખાઇમં, સાઇમં, અન્નત્થાણાભોગેણં સહસાગારેણં, મહત્તરાગારેણં [બીજાના કહેવાથી જમવું પડે તેનો આગાર રાખીને] સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

## પચ્ચક્ખાણ પાળવાની વિધિ.

_____×થી _____×સુધી _____નું પચ્ચક્ખાણ કર્યું હતું તે પૂરું થયું તે પારું છું; તેમાં મનથી વચનથી તથા કાયાથી આહાર સંજ્ઞા થઇ હોય તો અરિહંત–સિદ્ધ–કેવળી ભગવંત તમારી સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં _____ *સમ્મંકાએણં, ન ફાસિયં, ન પાલિયં, ન સોહિયં, ન તીરિયં, ન કિત્તિયં ન આરાહિયં, આણાએ અણુપાલિતા, ન ભવઇ તસ્સમિચ્છામિ દુક્કડં (નવકાર ત્રણ ભણવા)

× આ જગાએ ક્યાંથી ક્યાં સુધીનું પચ્ચક્ખાણ કર્યું તે લખવું
* આ જગાએ કયાં પચ્ચક્ખાણ કર્યાં હતાં તે લખવું

## પરિશિષ્ટ (ફ)

## લીધેલાં વ્રત નિભાવવા માટે થોડીક કૂંચીઓ.

### ૧ સમકિત રત્ન સાચવવા માટે કૂંચીઓ

(૧) અસતદ્દેવ–ધર્મ–ગુરુને માનનારા એકાદ માણસને સુખી જોઇને અથવા કાંઈ ચમત્કાર જોઇને તું મિથ્યાત્વ તરફ લથડવા માડે તે પહેલાં વિચારજે કે- તે માણસ સુખ પામે છે તે તેના દેવ–ધર્મ–ગુરુના પ્રતાપે નહિ પણ પૂર્વ ભવની પોતાની જ કરણીનુ ફળ ભોગવે છે. તે ખજાનો ખવાઈ રહેશે એટલે પછી મિથ્યાત્વનુ કડવું ફળ પણ તે જ ભોગવશે અને ચમત્કાર તો ઘણી વખત મનની વિજળીક શક્તિનો પ્રભાવ હોય છે અને કેટલીક વખતે માનના ભૂખ્યા થવાનુ કર્ત્તવ્ય હોય છે, તેને ધર્મ સાથે કશો સબધ નથી.

(૨) અસત્ ધર્મમા વધારે ધામધૂમ થતી જોઇ તે ઉપર મોહી પડવાનુ મન થાય તે પહેલાં વિચારજે કે- નકલી માલને ઓપની જરૂર છે સોનાને ઓપની જરૂર નથી સાચો ધર્મ તો ધામધૂમ વગરનો–શાત વહેણથી પાણીનો મોટો જથ્થો ખેચી જનાર નદી જેવો હોય છે.

### ૨ પહેલાં વ્રતના રક્ષણ માટે કૂચીઓ

(૧) મૃત્યુ અને પીડા **તને** અપ્રિય છે તો **બીજા** પ્રાણીને તે કેમ પ્રિય હોઇ શકે ?

(૨) તારી **જરા જેટલી** આળસથી **હજારો** જીવનો ( લીલફૂગાદિક ) **સહાર** થાય તો **તારો** પણ એવો વખત કેમ નહિ આવે કે જ્યારે તુ પણ એવી જ રીતે છેદાઇશ–ભેદાઇશ ! **નિર્જીવ** ભીતને પણ લાત મારવાથી પગને વાગે છે તો **આ જીવો** વેર લીધા સિવાય કેમ રહેશે ?

(૩) ઇન્દ્રને–મનુષ્યને તથા નર્કના કીડાને જીવવું **એક સરખુ** વહાલુ છે.

(૪) જીવ ! આરભ–સમારભથી તુ કરી ધરાયો નથી અને એના પ્રતાપે જ ભટકવુ પડે છે, હવે કારણુની શોધ થઈ ત્યારે તો તે કારણ ટાળવા કાઇક પ્રયત્નશીલ થા !

### ૩ બીજા વ્રતના રક્ષણ માટે કુંચીઓ

(૧) જેમ તું જુઠું બોલે તેમ સર્વ જણ જૂઠું બોલે તો દુનિયાનો વ્યવહાર કેમ ચાલે ?

(૨) માણસની પરીક્ષા તેની જીભ છે જીભમાં ઝેર અને જીભમાં અમૃત છે શ્રી તીર્થંકર પ્રભુના ઉપદેશ વખતે ફૂલ વરસતાં કહેવાય છે

(૩) જેને મોઢે લગામ નથી, તેનો વિશ્વાસ કોણ કરે ?

(૪) સાચું વચન અને શુદ્ધ શિયળ એ બે પાળનારને 'વચન સિદ્ધિ' પ્રાપ્ત થાય છે, એ વાતને ભલે સુધરેલા કહેવાતા લોકો ન માનતા હોય, પણ તે અક્ષરે અક્ષર સત્ય કથન છે

(૫) જૂઠથી મળેલુ માન કે પૈસો લાંબો કાળ ટકી શકે જ નહિ. સત્યથી ધીમે ધીમે મળતું તે જ સહીસલામત છે

(૬) પાંચ રૂપિયાની ખરીદની ચીજ તારે સાત રૂપિયે વેચવી હોય તો તેમ કરવાના બે રસ્તા છે –[૧] "સોગનપૂર્વક મને એ ચીજ સાઠા સાત રૂપીએ પડી છે પણ ખપત ન હોવાથી [અગર તમારા જેવા ગ્રાહકને પાછા ન કઢાય તેથી] આટલે આપવી પડે છે" એમ કહીને સાત રૂપિયા ઉપજાવવા, અગર [૨] "મને તો ગમે તેટલે પડી છે પણ સાતથી ઓછે આપવાનું પાલવે એમ નથી" અથવા તો "આવી ચીજની ખપત ઓછી હોવાથી પાંચની પડતરના સાત લીધા સિવાય પાર પાલવે નહિ" એવી જાતનું કાંઇ કહેવું બન્ને રસ્તે પરિણામ તો એક સરખુ જ [રૂા ૨નો લાભ] થશે. પણ પહેલી રીત પકડનાર દુકાનદારનો વિશ્વાસ ઉઠી જવાથી ફરી તે ગ્રાહક તેને ત્યાં નહિ જાય.

(૭) ખોટી સાક્ષી પૂરવા, જૂઠા દસ્તાવેજ લખવા અગર કોઇની થાપણ ઓળવવા પહેલાં ધ્યાન રાખજે કે, એ કૃત્યો માટે સરકાર દંડ અને કેદ બન્ને શિક્ષા કરવા તૈયાર જ છે ઉપરાંત નવા બાંધેલા વેરનું સાટું આવતા જન્મમાં આપવું પડશે તે તો જુદું

### ૪ ત્રીજા વ્રતના રક્ષણ માટે કુંચીઓ

(૧) ખોટાં માપાં રાખનારો માણસ સરકારનો ગુન્હેગાર છે

(૨) એક માલ બતાવી બીજો આપનારો ગમે તો શ્રાવક હોય કે **મ્લેચ્છ** હોય તેમાં કશો ભિન્નભેદ નથી. એવા લોકો ધર્મને, જાતને અને દેશને લજવે છે

(૩) "ચોરીનાં હાંડલાં કદી શીંકે ચડે નહિ" 'અંતે ખાખની ખાખ, "ચોરની મા કોઠીમાં મો ઘાલીને રડે"

(૪) દુશ્મનના છૂપા દૂતની માફક, ખોટે રસ્તે આવેલો પૈસો તારી તીજોરીમાં પેસી તેમાંના સર્વ નાણુંને છટકી જવા માટે જ આવે છે.

**૫ ચોથા વ્રતના રક્ષણુ માટે કૂચીઓ.**

(૧) નવ વાડ વિશુદ્ધ શિયળના અંગે 'વચન સિદ્ધિ' ચોક્કસપણે રહેલી છે

(૨) ગૃહસ્થાવસ્થામાં રહેલો મનુષ્ય પરસ્ત્રીથી શારીરિક કે માનસિક સયોગ તદ્દન તજે અને સ્વસ્ત્રીમા નિયમિતપણું સાચવી શકે તો તે **ભાવ સાધુ** જ છે. એવા જ નરરત્નો ધર્મ તથા દેશના આભૂષણુ રૂપ છે

(૩) ગર્ભવતી સ્ત્રીની સોબત પાંચમા માસથી વર્જવા ડાકટરો તથા પારસી ધર્મશાસ્ત્ર સલાહ આપે છે.

(૪) એક વખતના સમાગમથી અસખ્ય જીવોની હિંસા થાય છે, એ વાતની શોધકોએ ખાત્રી કરી છે તે ઉપરાંત આ પણ કોણ નથી જાણતુ કે, જે વીર્ય વડે હજારો ભવ ભ્રમણુ કરાવનાર કર્મનો નાશ કરવાનો છે તે વીર્ય, ઘડીની ખોટી મઝામા ગુમાવવુ તે કાગડાને ઉડાડવા રત્ન ફેંકવા સરખુ છે

(૫) **શરીરના** વ્યભિચાર કરતા **મનનો** વ્યભિચાર કાંઇ ઓછો દોષિત નથી મનને નબળુ પાડનાર શરીરને દ્રોહી નાખનાર, નીતિને ભ્રષ્ટ કરનાર અને ધર્મને ધકેલી પાડનાર એ **માનસિક વ્યભિચાર** જ સઘળા દુર્ગુણો અને સત્યનાશની પાટીનુ મૂળ છે.

(૬) કોઇ અનુપમ સુદરીનુ દર્શન, કોઈ શૃગારી નવલકથાનુ વાંચન કે કોઇ પૂર્વકર્મનો ધક્કો તને માનસિક વ્યભિચારના ખાડામાં હોમવા તૈયારી કરે ત્યારે તું વિચારજે કે:–

(ન) આ જન્મ અસંખ્ય પાછલા અને અસંખ્ય ભવિષ્યના જન્મો સાથે સંકળાયેલો છે તેમાં પાછલા જન્મોની ખોટ પૂરવા અને આગલા જન્મો માટે મૂડી મેળવવા કાંઈક ઉત્તમ કરવાનું છે, કે એનાં ફળ આજ જ નહિ પણ આજ તેમ જ હવે પછી પણ ભોગવવાનાં છે

(પ) વિષય એ એકજ સુખ આ દુનિયામા નથી પણ તું અનુભવ લેવાનો ખપ કરે તો કુદરતના દેખાવો ઉત્તમ લેખકોનાં પુસ્તકો, સત્પુરુષોનો સમાગમ અને દુખીને મદદ એમા જે મઝા રહેલી છે તેનો લાખમા ભાગ પણ વિષયમા સુખ નથી જ વળી વિષય ક્રિયા જેટલી વાર આવે છે તેટલી જ વાર સુખ છે; જ્યારે ઉપલા સુખો કાયમ ટકે છે વિષય સુખ જેટલી જેટલી વખત લેવામા આવે છે તેટલી દરેક વખત હવે પછી તે સુખ ભોગવવાની શકિત ઘટતી જાય છે અર્થાત ભવિષ્યના આગમા ભોગે વર્તમાનનુ કિંચિત સુખ મળે છે; જ્યારે ઉપલાં સુખો જેમ જેમ ભોગવાય છે તેમ તેમ ભવિષ્યનાં તે ભોગવવાની શકિત વધતી જાય છે

(ફ) તું બાજરૂમાં જાય છે ત્યારે જરૂર જેટલા વખતથી વધારે વાર બેસવું તને ગમે છે?

(બ) ભોગવિલાસ એ જ શુ તારુ મુખ્ય કર્તવ્ય છે? તારા પંડ તરફનાં, કુટુંબ તરફનાં જ્ઞાતિ તરફનાં, સ્વદેશ તરફનાં, સ્વધર્મ તરફનાં કાંઈ કર્તવ્ય તારે કરવાના છે કે નહિ? અને જો છે તો ભોગવિલાસમાં અપણુ કરેલુ મન તે બધા કર્તવ્યોની સેવામાં કાંઈ હિસ્સો કેવી રીતે આપી શકશે?

જ્યારે જ્યારે તને અયોગ્ય પાત્રમાં કે અયોગ્ય વખતે વિષય વિકાર ઉત્પન્ન થાય ત્યારે ત્યારે ગજવામાથી આ પોથી કાઢી આ વાક્યો વાંચી તે પર મનન કરજે

૬ પાચમા તથા આતમા મતના રક્ષણ માટે કુંચીઓ

(૧) દેવતાઈ ઋદ્ધિ ભોગવવા છતાં તું ધરાયો નહિ તો ક્ષણેક આ અટપે શુ ધરાવાનો હતો? માટે સંતોષ એ જ પરમ સુખ છે એમ સમજ

(૨) દુનિયામાં વિવિધ પ્રકારના ભોગપભોગના પદાર્થ છે. તે બધા તો તને કોઈ મળવાનાં જ નથી તેમ જ તે બધાની તને જરૂર પણ નથી. તો જરૂર ઉપરના અને તારી શકિત બહારના પદાર્થોની બધી કરે તો તને શું નુકસાન છે?

## ૭ છઠ્ઠા તથા દસમાં વ્રતના રક્ષણ માટે કૂચીઓ

(૧) 'જે ગામ જવુ નહિ તેની વાત શી કરવી?

(૨) સર્વ દિશામા ભટકતા શરીરને તથા મનને સ્થિર કરી અતર્દિશામા મ્હાલવાનો પ્રસગ ભાગ્યશાળી પ્રાણીને જ મળે છે.

## ૮ આઠમા વ્રતના રક્ષણ માટે કૂચીઓ

(૧) આર્ત–રૌદ્ર ધ્યાનથી કાંઇ વળતુ નથી પણ શરીર ગુમાવાય તો ખરૂ કોઇ વખતે ક્ષય થાય, કોઇ વખતે મગજ ઉપર લોહી ચડી જાય અને તેથી મૃત્યુ થાય

(૨) જેમા તારો ઉપાય નથી માટે નાહક ચિંતા શા સારૂ કરવી? શકિત હોય તો બગડી સુધાર. ન શકિત હોય તો શાંત બેસી રહે.

(૩) 'પીઠી મસ ન ખાએજ્જા' કોઇની પૂઠ પાછળ નિંદા કરવાથી, ચાડી ખાવાથી અને કાવત્રાં કરવાથી તું જ હલકો પડે છે. 'ખાડો ખોદે તે જ પડે છે'

(૪) જે જે માણુસોને તું ખોટો ઉપદેશ કરે છે તે સર્વથી થતા દુષ્ટ કૃત્યોમા તારો પણ ભાગ છે **તેમણે** કરેલા પાપનો હિસ્સો તને ઘેર બેઠા મળશે

## ૯ નવમા વ્રતના રક્ષણ માટે કૂચીઓ

(૧) ધ્યાનમા જે આનંદ છે તે બીજા કશામા નથી, મોક્ષની વાનકી એ જ છે.

(૨) ગોળ ખાનારો માણુસ મોમાનો ગોળ થુકીને ખોળ ખાવાનુ મન કરે તે, તથા સામાયિકમા બેઠેલો માણુસ સસાર-વ્યવહારમા ચિત્ત ચોડે તે બન્ને એક સરખા ડાહ્યા (!) છે

કાપીને પણ એના હૃદયના એક ખૂણામાં તિરસ્કાર વછૂટતો નહોતો જેણે પોતાની ક્રૂરતા ઉપર ઘણા મતી નથી પણ આજે એની જ પ્રિય પત્ની સુરિકાંતા જે એક દિવસે એના પર પોતાના પ્રાણ સુદ્ધાં ન્યોછાવર કરવા તૈયાર હતી; તે જ જ્યારે પ્રાણ લેવા તત્પર બને છે ત્યારે એ કેટલું મોટું કપટ રમી જાય છે! શારીરિક જિંદગી જેની જોડે પસાર કરી જેના હર્ષ અને આંસુ પોતાના હર્ષ-અશ્રુ બન્યાં તે જ જીવનની આખર ઘડીઓમાં દગો દેવા તૈયાર થાય છે અને એ પ્રાણઘાતક પ્રહાર! આ બધું જાણવા છતાં પણ પ્રદેશીના મનમાંના એક ખૂણામાં પણ એના પ્રત્યે ક્રોધની એક ચિનગારી સુદ્ધાં પ્રગટી નહીં. પ્રેમની આ નાની-શી જ્યોતિ કેશીકુમારે આપી હતી. આજે એ મશાલ રૂપે હતી અને એ જ નકારપથ પર આગળ વધી રહી હતી. એનો પ્રેમ એટલો વિસ્તૃત થયો હતો કે એણે મૃત્યુને પણ આલિંગન કર્યું અને મૃત્યુના આપનાર સાથે પણ પ્રેમભાવ જ રાખ્યો.

આ તો મહામુનિ કેશીકુમારે પ્રદેશીમાં પ્રેમની જ્યોત જગવી ત્યારે ભગવાન મહાવીર પોતે સાક્ષાત્ પ્રેમ-દેવ હતા. એમણે પોતાના શત્રુઓ તરફ પણ પ્રેમામૃત જ વરસાવ્યું. પ્રેમની મૂર્તિ એ વળી એક ડગલું આગળ વધ્યા અને પોતાના પ્રેમપ્રવાહ માનવસંસાર પૂરતો ન રાખતાં પશુ સંસાર સુધી પણ પ્રવાહિત કર્યો. અને એટલા જ કારણસર તો ચંડકૌશિક સમા વિષધરને પણ એ બદલી શક્યા જેની ક્રૂરતા મર્યાદાતીત બની ચૂકી હતી. જેણે હજારોને ડસ્યા હજારો માણસો પશુ-પંખીના પ્રાણ લીધાં એમને તરફડાવ્યા અને એમની તડપમાં એણે આનંદ માન્યો. એણે દુનિયા પ્રત્યે ઘૃણા રાખવી તો દુનિયાએ એના પ્રત્યે ઘૃણા રાખવી પરંતુ પ્રેમના અવતાર વીતરાગ સ્વામીએ પોતાનું લોહી વહાવીને પણ ચંડકૌશિકની ઘૃણાને પ્રેમમાં રૂપાંતર કરી મૂકી.

એમણે પ્રેમ-શક્તિને પીછાની હતી. એમને વિશ્વાસ હતો કે ઘૃણાને પ્રેમમાં બદલી શકાય છે પણ કેવળ રાક્ષસીપણું લઈને આવે એની પાસેની દાનવીશક્તિ પણ પ્રબળ છે પણ પ્રેમની શક્તિ-તાકાત એના કરતાં પણ મહાન છે અને આ સિદ્ધાંતને અનુસરીને જ એમાં વિશ્વાસ રાખીને જ તેઓ ચાલી શક્યા અને તેથી જ તેઓ પોતાના રિપુઓ વચ્ચે નિડર બની ક્ષમા કરી શક્યા. કારણ કે તેઓ જાણતા હતા કે ક્રોધ કેટલો પણ દાનવી દુર્વિચાર વડે મુસીબત કેમ ન હોય પણ ક્ષમાનું શસ્ત્ર એને પણ પરાજિત કરી શકે છે દાનવને દાનવ સામે લડ નમવું પડ્યું છે ક્રોધ

આ ક્ષેત્રમા જો પ્રયોગ કરીએ અને જોઈએ તો તમે પોતે એ અનુભવ કરશો કે બુરાઈને ભલાઈમા પરિવર્તન કરવાની જે તાકાત પ્રેમમા છે, તે દંડમા–શિક્ષામા નથી જ, કારણ કે દંડ કે શિક્ષા તો શરીરને બદલી શકે છે, કેમકે એ દેહ ઉપર શાસન કરે છે પણ દેહી ઉપર શાસન કરવાની એનામા ક્ષમતા ક્યાં છે? કારણ એ સ્થૂળ છે અને શરીર પણ સ્થૂલ છે માટે સ્થૂલ–સ્થળમા થોડુંક પરિવર્તન લાવી શકે છે પણ આત્મા તો સૂક્ષ્મ છે, ત્યા સ્થૂળ કેવી રીતે પહોંચી શકે? સૂક્ષ્મ આત્મામા પરિવર્તન લાવવા માટે તમારે સૂક્ષ્મ પ્રેમને અપનાવવો પડશે

એટલે જેમ જેમ સસારમાં સભ્યતા અને સસ્કૃતિનો ફેલાવો થતો રહ્યો છે તેમ તેમ વિચારકોના દિમાગોમા દંડ–શક્તિ પ્રત્યેની આસ્થા–શ્રદ્ધા પણ સમાપ્ત થતી જઈ રહી છે આને લઈને કેટલાક પ્રજાતત્ર દેશોમાં ફાસીની સજા રદ કરવામા આવી છે અથવા તો ઓછી કરી નાખવામાં આવી છે ઇંગ્લેંડમાં ઓગણીસમી સદીની અધવચ સુધી લગભગ બસો પ્રકારના અપરાધો માટે ફાસીની સજા કરવામા આવતી હતી તે જ સમયે રોબર્ટ પીલર નામનો એક વિચારક ઇંગ્લેંડને મળ્યો એણે માનવતાનો પોકાર સાભળ્યો. અને અપરાધીઓનુ મનો–વૈજ્ઞાનિક અધ્યયન કર્યું. અપરાધોનાં મૂળ સુધી પહોંચવાની એણે કોશિષ કરી અપરાધોની પાછળ આવેશ અને સયોગોની મજબૂરી–લાચારી જ એને મળી અને એણે સિદ્ધ કરી આપ્યુ કે દરેક અપરાધ માટે ફાસીની સજા આપી શકાય નહીં ફાસીથી તમે અપરાધીને સમાપ્ત કરી શકશો પણ અપરાધ–વૃત્તિને નહીં એની અસત્–વૃત્તિ તો આત્માની સાથે જ રહે છે એણે સરકાર પાસે અપીલ કરી કેટલાય અપરાધોની પાછળ સયોગોની પકડ હોય છે, જેમા ફસાઈને એને અપરાધ કરવા માટે વિવશ બનવુ પડે છે બીજી બાજુ ક્યારેક વ્યક્તિનો પીડિત આત્મા પણ બદલો લેવા માટે પ્રતિહિંસા માટે તત્પર બની જાય છે આવા સમયે એની અપરાધી મનોવૃત્તિને મીટાવવા માટે ફાસીના દોરડાની જરૂર નથી. એના ઘાવો ઉપર થોડોક પ્રેમનો મલમ લગાવી દો, રસ્તો ભૂલેલો રાહદારી ફરી સાચા રસ્તે ચાલતો થઈ જશે

આખરે એની વિજ્ઞપ્તિ–અપીલ ઉપર બ્રીટીશ સરકારે વિચાર કર્યો અને કેટલાક અપરાધો માટે તો ફાસીની સજા રદ કરી દેવામા આવી, કારણ કે પ્રેમમા હૃદય–પરિવર્તન કરવાની ક્ષમતા છે એ કેવી પણ ક્રૂર વ્યક્તિને કોમળ બનાવી શકે છે કેમકે પ્રેમ સ્વય આત્મવિશ્વાસી છે એને માનવની

ઘરમાં જઈ ચડતા હતા અને જ્યારે સ્વયંસેવકોએ એમાં શસ્ત્રો સાથે લઈ જવાનો આગ્રહ કર્યો તો બાપુએ કડક શબ્દોમાં એમની ઝાટકણી કાઢી: શું તમને મારા પ્રેમની શક્તિ કરતાં પણ આ રિવૉલ્વરો અને બંદૂકોની શક્તિ ઉપર વધુ ભરોસો છે? મિલિટરીની વાત દૂર રહી નિ:શસ્ત્ર સ્વયંસેવકોને પણ એમણે આત્મરક્ષા કાજે સાથે ન લીધા.

અને એ પ્રેમના દેવસ્વરૂપ ભગવાન મહાવીરે તો તમામ શસ્ત્રોનો ત્યાગ કર્યો હતો. શસ્ત્રબળ પર એમણે વિશ્વાસ જ ક્યારે કર્યો! જો એમ હોત તો પિતાનું રાજ છોડવાની એમને શી જરૂર હતી? એમણે તો શસ્ત્રબળ કરતાં પ્રેમ-બળને વધુ સ્થાન-માન આપ્યું અને તેથી શસ્ત્રોને બદલે પ્રેમ-બળ ધારણ કરી અનાર્ય દેશો ભણી ચાલી નીકળ્યા.

પણ આજે મહાવીર અને ગાંધીના પ્રેમને ભારત વિસરી ગયું છે તેથી જ તો સૈનિક-બજેટમાં કાપ મૂકવાની વાત સૌને ખૂંચે છે. પ્રજા પોકારના જવાબમાં શસ્ત્ર-સજ્જનો પ્રયોગ થાય છે. આપણે ગીત ગાઈએ છીએ પ્રેમનું અને વિશ્વાસ રાખીએ છીએ શસ્ત્ર ઉપર, કારણ કે આપણી જિહ્વા પર તો પ્રેમ શબ્દ છે પણ હૃદયમાં શસ્ત્રનો ડર રહેલો છે તે એટલા માટે કે આપણે પોતે શસ્ત્રથી ડરીએ છીએ અને ભય-ડર જ તો આપણને શસ્ત્ર-વૃદ્ધિ માટે પ્રેરણા આપતો રહે છે. આપણે માનીએ છીએ કે જેમ આપણે શસ્ત્રથી ડરીએ છીએ, તેમ આપણાં શસ્ત્રોથી દુશ્મનો પણ ડરી જશે. જેટલો વિશ્વાસ આપણને પોસ્ટ-ટપાલ ઉપર છે તેટલો પણ આપણને પ્રેમ ઉપર નથી. ટપાલના ડબ્બામાં ટપાલ નાખતી વખતે આપણને એ ખાત્રી રહે છે કે પત્ર નિયત સ્થાને જરૂર પહોંચી જશે. આ વિશ્વાસને મેળવવા માટે આપણે પોસ્ટ વિભાગની વ્યવસ્થા જોવા પણ જતાં નથી તેમ જ આપણે પોસ્ટમેનો અને પોસ્ટમાસ્તરોને યાદ કરતા ફરીએ છીએ. આમ હોવા છતાં યે આપણે ટિનના ડબ્બામાં પત્ર તો શું હજારો રૂપિયા પણ નાખીએ છીએ અને એમની જ પાસેથી મેળવીએ પણ છીએ. પણ આટલો પણ વિશ્વાસ આપણે પ્રેમ પ્રત્યે ધરાવતા નથી. પ્રેમ વડે આપણે કોઈ ચોર-ડાકુને સંત બનાવી શકીએ છીએ. પણ એની શક્તિ પ્રત્યે આપણે સાચા મનથી વિશ્વાસ કર્યો નથી.

એનું એક કારણ છે શસ્ત્રનો પ્રયોગ અને એનાં પરિણામો પણ આપણે નજરે નિહાળ્યાં છે જ્યારે પ્રેમના પ્રયોગ અને એનાં પરિણામોની તો ફક્ત વાતો જ સાંભળી છે તેમ જ આપણામાં એટલો આત્મવિશ્વાસ જ જાગૃત થયો છે કે જીવનમાં એનો પ્રયોગ કરી જોઈએ. દૃઢ આત્મવિશ્વાસ સાથે

આ ક્ષેત્રમા જો પ્રયોગ કરીએ અને જોઈએ તો તમે પોતે એ અનુભવ કરશો કે બુરાઇને ભલાઈમા પરિવર્તન કરવાની જે તાકાત પ્રેમમા છે, તે દડમા-શિક્ષામા નથી જ, કારણ કે દડ કે શિક્ષા તો શરીરને બદલી શકે છે, કેમકે એ દેહ ઉપર શાસન કરે છે પણ દેહી ઉપર શાસન કરવાની એનામા ક્ષમતા ક્યાં છે? કારણ એ સ્થૂળ છે અને શરીર પણ સ્થૂલ છે માટે સ્થૂલ-સ્થળમા થોડુ ક પરિવર્તન લાવી શકે છે પણ આત્મા તો સૂક્ષ્મ છે, ત્યા સ્થૂળ કેવી રીતે પહોચી શકે? સૂક્ષ્મ આત્મામા પરિવર્તન લાવવા માટે તમારે સૂક્ષ્મ પ્રેમને અપનાવવો પડશે

એટલે જેમ જેમ સસારમા સભ્યતા અને સસ્કૃતિનો ફેલાવો થતો રહ્યો છે તેમ તેમ વિચારકોના દિમાગોમા દડ-શકિત પ્રત્યેની આસ્થા-શ્રદ્ધા પણ સમાપ્ત થતી જઈ રહી છે આને લઈને કેટલાક પ્રજાતત્ર દેશોમાં ફાસીની સજા રદ કરવામા આવી છે અથવા તો ઓછી કરી નાખવામાં આવી છે ઇગ્લેડમા ઓગણીસમી સદીની અધવચ સુધી લગભગ બસો પ્રકારના અપરાધો માટે ફાસીની સજા કરવામા આવતી હતી તે જ સમયે રોબર્ટ પીલર નામનો એક વિચારક ઇગ્લેડને મળ્યો. એણે માનવતાનો પોકાર સાભળ્યો. અને અપરાધીઓનુ મનો-વૈજ્ઞાનિક અધ્યયન કર્યું. અપરાધોના મૂળ સુધી પહોચવાની એણે કોશિષ કરી અપરાધોની પાછળ આવેશ અને સયોગોની મજબૂરી-લાચારી જ એને મળી અને એણે સિદ્ધ કરી આપ્યુ કે દરેક અપરાધ માટે ફાસીની સજા આપી શકાય નહી. ફાસીથી તમે અપરાધીને સમાપ્ત કરી શકશો પણ અપરાધ-વૃત્તિને નહી એની અસત્-વૃત્તિ તો આત્માની સાથે જ રહે છે એણે સરકાર પાસે અપીલ કરી કેટલાય અપરાધોની પાછળ સયોગોની પકડ હોય છે, જેમા ફસાઈને એને અપરાધ કરવા માટે વિવશ બનવુ પડે છે બીજી બાજુ કયારેક વ્યકિતનો પીડિત આત્મા પણ બદલો લેવા માટે પ્રતિહિસા માટે તત્પર બની જાય છે આવા સમયે એની અપરાધી મનોવૃત્તિને મીટાવવા માટે ફાસીના દોરડાની જરૂર નથી એના ઘાવો ઉપર થોડોક પ્રેમનો મલમ લગાવી દો, રસ્તો ભૂલેલો રાહદારી ફરી સાચા રસ્તે ચાલતો થઈ જશે

આખરે એની વિજ્ઞપ્તિ-અપીલ ઉપર બ્રીટીશ સરકારે વિચાર કર્યો અને કેટલાક અપરાધો માટે તો ફાસીની સજા રદ કરી દેવામા આવી, કારણ કે પ્રેમમા હૃદય-પરિવર્તન કરવાની ક્ષમતા છે એ કેવી પણ ક્રૂર વ્યકિતને કોમળ બનાવી શકે છે કેમકે પ્રેમ સ્વય આત્મવિશ્વાસી છે એને માનવની

માનવતા ઉપર ભરોસો છે. મનોવિજ્ઞાનના આધારે કહી શકાય છે કે દરેક આત્મામાં થોડીક કઠોર અને થોડીક કોમળ વૃત્તિઓ રહેલી છે. જ્યારે કઠોર વૃત્તિઓ ઉભરાઈ આવે ત્યારે એમ ન સમજવું જોઈએ કે કોમળ વૃત્તિઓ બિલકુલ સમાપ્ત થઈ ગઈ છે. જેમ સૂર્યના પ્રખર પ્રકાશમાં તારલાનો હલકો પ્રકાશ, કિરણો વિલુપ્ત બની જાય છે તેવી જ રીતે કઠોરતાના પ્રચંડ તોફાનમાં મનુષ્યની કોમળ વૃત્તિઓ દબાઈ જાય છે પણ નષ્ટ થતી નથી અને ત્યારે જ અપરાધ સંભવિત બને છે. અપરાધને સમાપ્ત કરવા માટે કઠોરતા વડે દબાયેલી પેલી કોમળ વૃત્તિઓને જગાડવાની જરૂર છે. આ કામ કોમળ હાથો વડે જ બની શકે છે. કઠોરતા ઉપર એક વખત પ્રેમનો હાથ ફરી જાય પછી તો તમે ચકિત થઈ જશો અને જોશો કે જ્યાં ભીષણ તોફાન હતું ત્યાં શાંત શીતળ વાયુ લહેરાતો થઈ જશે. આમ દેખાય પણ છે. એક ડાકુ પોતાના જીવનની સંધ્યા વેળાએ એવો તો બદલાઈ જાય છે કે એનામાં કરુણા અને દયાના ઝરણાં ફૂટી પડે છે. એની એ વખતની ઉજ્જવળતા સંત કરતાં પણ આગળ વધી જાય છે. આજનો ડાકુ કાલે સંત બની જાય છે એ એનું જ રહસ્ય છે.

ઇંગ્લેંડની વાત છે. હોમરલેન નામનો એક વિચારક પુરુષ થઈ ગયો. એને પ્રેમ-શક્તિ ઉપર અગાધ શ્રદ્ધા હતી. એ માનતો હતો કે પ્રેમ કઠોરતાને કોમળતામાં બદલી શકે છે. જ્યારે પણ એ કોઈ દુષ્ટ સ્વભાવના બાળકને જોતો તો એના પર ઘૃણા લાવવા કરતાં એને દયા આવતી. એને વિશ્વાસ હતો કે આ દુષ્ટ સ્વભાવને પ્રેમ વડે જીતી શકાય તેમ છે અને એ કોમળ હૃદયને પણ જલદી મેળવી શકે છે. તેથી એણે રિપબ્લીકન નામનો એક આશ્રમ શરૂ કર્યો હતો. એમાં એ ખરાબ આદત ધરાવતાં બાળકોને રાખતો અને મનોવૈજ્ઞાનિક ઢબે એમની અપરાધવૃત્તિની તપાસ કરતો. એનાં મૂળ તત્ત્વોને શોધી એમાં સુધારો લાવવામાં આવતો હતો. એમની કોમળ અન્તવૃત્તિઓને જાગૃત કરી એમનામાં સદાચરણના સંસ્કાર સીંચવામાં આવતા હતા.

એ નિશ્ચિત છે કે દરેક પ્રાણીમાં કોઈ ને કોઈ રૂપે—અંશે કોમળતા વિદ્યમાન છે. ક્રૂરમાં ક્રૂર સિંહણમાં પણ છૂપા રૂપે કોમળતા મોજૂદ છે. માથેથી લઈને પગ સુધી એ ક્રૂર જ હોત તો એ પોતે જ પેદા થઈ શકત નહીં અથવા તો જન્મ પછી જીવતી જ ન રહી શકી હોત તેમ ન પોતાનાં બચ્ચાંને દૂધ આપી શકત. સિંહણ તમારા અને અમારા માટે ક્રૂર સાબિત હોઈ શકે છે પણ શું પોતાનાં બચ્ચાંઓ માટે પણ તેવી જ ક્રૂર હોઈ

શકે ? નહિ પોતાના બચ્ચાઓ માટે તો એના હૃદયમા એટલી કોમળતા ભરી પડી છે કે જેટલી કે એક માતાને પોતાના બાળક પ્રત્યે હોય પોતાના બચ્ચાને એ એવો પ્રેમ કરે છે કે એમના રક્ષણ કાજે પોતે પ્રાણોત્સર્ગ કરવા તત્પર બની જાય છે આ બાબતમા મારા કરતા શિકારીઓ પાસેથી તમને વધુ માહિતી મળી શકે છે કે કોઈ શિકારીએ જ્યારે એના બચ્ચાને પકડી લીધુ ત્યારે એ એના તરફ કેવી રીતે ઝપટી હતી ! એ જાણતી હોય છે કે શિકારીના હાથમા રહેલી તે લાબી–શી ચીજ (બદુક) એના પ્રાણ હરી શકે છે તો પણ બદુકની પરવાહ કર્યા વગર જ એ ઝપાટો મારશે, પછી ભલેને એ ઝપાટામા એ શિકારીની ગોળીનો ભોગ બની જાય

હા, તો દરેક કઠોરતા તળે કોમળતા દમેલી પડી છે કઠોર પાષાણ પથ્થર તળે કોમળ સરિતા છે તેથી જ તો ઉપરથી કઠોર રૂક્ષતમ દેખાતા ડુગરાઓની અદરથી જ ઝરણાનો જન્મ થતો હોય છે જરૂર છે એ કઠોરતાના આવરણને ભેદીને એમા કોમળતા ભરી દેવાની

હોમરલેન આમ જ કરતો હતો એ કઠોરતમ બાળકને લાવી આશ્રમમા રાખતો અને ધીરે ધીરે પ્રેમના સુવાળા હાથે એમનામા કોમળ સસ્કારોનુ સિચન કરતો ધીરે ધીરે કઠોરતાનુ વૃક્ષ સુકાઈ જતુ અને કોમળતાના નવા અકુરો એનુ સ્થાન લઈ લેતા હતા એવામા કોર્ટમા પોલાસે એવો છોકરો રજૂ કર્યો જે ત્રણ વખત ચોરી કરી ચૂક્યો હતો, જજે એને ત્રણ વર્ષની જેલની સજા કરી હોમરે આ વાત જાણી તો એ કોર્ટમા જઈ ચઢ્યો અને બાળકને આશ્રમમા ભરતી કરવા માટે પ્રાર્થના કરી જજે એ સ્વીકૃતિ પણ આપી દીધી હોમર એને પોતાના આશ્રમમા લઈ આવ્યો પણ એના સ્વભાવની રૂક્ષતાને કારણે થોડાક જ દિવસોમા આશ્રમના બીજા છોકરાઓ હેરાન–પરેશાન થઈ ગયા હોમર પાસે દરરોજ એની સેકડો ફરિયાદ આવવા લાગી તે જ્યારે બહારથી આશ્રમમા આવતો કે લાગલાજ ફરિયાદોનુ રજિસ્ટર લઈ વિદ્યાર્થીઓ તૈયાર ઊભા રહેતા બીજી બાજુ આશ્રમની કીમતી વસ્તુઓ પણ તે તોડી–ફોડી નાખતો તેથી અધ્યાપકો પણ એનાથી કટાળી ગયા હતા તેઓએ પણ આખરે એક દિવસ હોમરને કહી દીધુ "મિસ્ટર હોમર આ આફત ક્યાથી લઈ આવ્યા ? એના દુષ્ટ સ્વભાવથી તો સમસ્ત આશ્રમ તગ આવી ગયો અને એના સહવાસને લઈને આશ્રમવાસી બાળકો પણ બગડી જશે, માટે આશ્રમને ચાલુ રાખવો હોય તો એને હવે વિદાય આપો "

હોમરલેને આનો જવાબ વાળ્યો: "ભાઈ, એ બાળ માટે તો મને સૌ કરતાં વધુ દયા આ છોકરા તરફ આવે છે. બાળપણમાં જ આટલો શેતાન છે તો મોટો થતાં તો એ ડાકુ જ બની જશે. એનું જીવન કલુષિત બની જશે એવો વિશ્વાસ છે. મારા પ્રેમમાં શક્તિ છે, જે એક દિવસે એના આ દુષ્ટ સ્વભાવ ઉપર જરૂર વિજય મેળવશે. આ જ વિશ્વાસના આધારે હું એને સુધારવા તૈયાર બન્યો છું. જો તમે સૌ એને આશ્રમમાં રાખવા તૈયાર ન હો તો હું એને મારે ઘેર લઈ જઈ રાખીશ. ત્યાં એના દુષ્ટ સ્વભાવનું ઊંડાણથી નિરીક્ષણ કરવાની તક પણ મને મળશે." અને મિ. હોમર એને પોતાને ઘેર લઈ આવ્યા. એ શેતાન છોકરાનું નામ હતું જોન.
ભોજન વખતે હોમરે જોનને કહ્યું: "તમારા ભાણાની આ પ્લેટ જરા પેલા ટેબલ ઉપર લઈને જાઓ તો." જોને મોં મચકોડતાં કહ્યું: "હું કંઈ ગુલામનો બેટો છું જે તમારી ગુલામી કરતો ફરું!" હોમરે એ જ કોમળ સ્વરમાં કહ્યું: "અચ્છા, ત્યારે આજે આપણે ઉપાડી લઈ જઈશું. કાલથી તો તમે ઉપાડી લઈ જશો ને!" જોને કહ્યું: "એ તો નોકરનું કામ છે. આજથી તમે અમારા નોકર છો. પ્લેટ ઉપાડી લઈ જવાના તમને અમે ૫ રૂપિયા આપીશું." આવા અવિવેકભર્યા જવાબો મળવા છતાં પણ હોમર કોપિત થયો નહિ. એણે શાંતિથી જવાબ આપ્યો: "તમે તો સારા કુળમાં જ આવ્યા છો. કામે કુળને ઉજાળશો પછી તો તમારે ત્યાં દસ નોકરો પણ રહી શકશે. પણ આ માટે સીધે રસ્તે ચાલવું પડશે."

હોમરે જોનની જેમ ચાકુ લીધું. એ લઈને બહાર ગયો. આ બાજુ જોન મોટો પથ્થર લઈ બધી પ્લેટો ફોડવા લાગ્યો. હોમર પાછો આવ્યો અને જોયું તો એણે પોતાની ઘડિયાળ પણ જોનની સામે ધરી દીધી અને કહ્યું: "એક આ આના પર પણ કરી દે." આ સાંભળી જોન શરમિંદા બની ગયો. બસ અહીં જ જોનમાં પરિવર્તન થવું શરૂ થયું. હોમરલેનની પ્રેમશક્તિએ દુષ્ટ સ્વભાવ ઉપર વિજય મેળવ્યો. એ જોનનું જીવન એવું સુંદર અને સૌમ્ય બન્યું કે એને રિપબ્લિકન આશ્રમમાં અધ્યાપકોનો પ્રોફેસર નીમવામાં આવ્યો. આજે પણ આ આશ્રમ છત્રછાયામાં ચાલુ છે. આ પ્રેમશક્તિનો પ્રભાવ જેના વડે દરેક બાજુથી તિરસ્કૃત જોન જેવો દુષ્ટ વિદ્યાર્થી સમાજમાં આદરણીય સ્થાન મેળવી શક્યો. એ તો આ જ પ્રેમ-શક્તિ જે પશુને માણસ બનાવી શકે છે. દાનવને દેવ બનાવવાની કળા પણ પ્રેમ પાસે જ.

જ્યાં પ્રેમ-ગંગા વહે છે, જે હૃદયોમાં પ્રેમ-ધારા વહે છે ત્યાં શાંતિ

સુમન ખીલે છે આગમોના પાના ખોલો કે જ્યા એ વિભિન્ન પરપરાના મહામુનિ એકત્ર થાય છે પરપરાનો મોહ તજી સ્નેહની ધારા વહાવતા શ્રાવસ્તીના ઉદ્યાનમા મહામુનિ ગૌતમ અને મહાશ્રમણ કેશીકુમાર મળે છે. વિચારોની ધારા સાથે હૃદયમાથી પ્રેમ ધારા વહે છે ત્યારે એ સ્નેહ સુરભિત દૃશ્યને જોવા માટે ફક્ત શ્રાવસ્તીના નાગરિકો જ દોડયા નહી પણ એની સુગધ દેવ અને ગધર્વ ભૂમિ સુધી પહોચી અને એઓ પણ દિવ્ય ભૂમિના મધુર સુખો ભોગોને છોડી એ પ્રેમ ગગામા ડુબકી મારવા ચાલી નીકળ્યા. આગમકાર એ મધુર દૃશ્યને ગાથામા અકિત કરે છે

> केसीकुमार समणे गोयमे य महायसे,
> उभओ निसण्णा सोहंति चन्दसूर समप्पन्ना ॥
> देव दाणव गधव्वा जक्ख रक्खस्स किन्नरा ।
> अदिस्साणं य भूयाणं आसीतत्थ समागमो ॥

ઉત્તરા અ ૨૩ ગા ૧૮–૨૦

મહાશ્રમણ કેશીકુમાર અને યશસ્વી મહામુનિ ગૌતમ બન્ને ત્યા એક સાથે બેઠા છે, એમના શાત–દાત મુખારવિદ પર દિવ્ય તેજ છવાઈ રહ્યુ છે બન્ને મહાપુરુષો ચદ્ર અને સૂર્ય સમી પ્રભા ફેલાવી રહ્યા છે એ દિવ્ય આનદને નીહળવા માટે દેવ–દાનવ અને ગધર્વનુ શુભાગમન થાય છે, સાચુ છે કે જ્યા પ્રેમની મધુરતા વરસે છે ત્યા દેવતા સ્વયમેવ ચાલ્યા આવે તો એમા કોઈ આશ્ચર્ય નથી કારણ કે પ્રેમ પોતે જ એક દૈવી ગુણ છે શીશીમા ઈત્ર હોય તો એમાથી સુગધ આવશે જ ફૂલમા જો સૌરભ–સુગધ હશે તો એને ભ્રમરને આમત્રવાની જરૂર નહી રહે ભ્રમર પોતે જ દોડયા આવશે પણ શીશીમા ફક્ત પાણીજ ભર્યુ હોય તો એમા સુગધ આવશે ક્યાથી? જેના જીવનમા પ્રેમ–સૌરભ છે ત્યા દેવોનુ આકર્ષણ પણ હશે જ એક વ્યક્તિ ફાનસ લઈને ચાલે છે તો એનો પ્રકાશ એને અને માર્ગ પરથી પસાર થતા અન્યને પણ મળે છે, તેવો જ રીતે હૃદયમા પ્રેમનો પ્રદીપ લઈને ચાલશો તો એનો પ્રકાશ એ વ્યક્તિને મળે છે અને એનો પ્રકાશ, કિરણો અન્ય વ્યક્તિના હૃદય સુધી પણ પહોચે છે જેના હૃદયમા પ્રેમધારા વહે છે એનામા એવો પ્રભાવ હોય છે કે વિરોધી સ્વભાવનુ પ્રાણી પોતાનો વિરોધ ભૂલી જાય છે કારણ કે હૃદયમા પ્રવેશેલા વેરને પ્રેમ જ ધોઇ શકે છે ભગવાન મહાવીરની પાસે સિંહ અને

બકરી બન્ને સામે બેસતાં હતાં. પણ સિંહ પોતાની ક્રૂરતા ભૂલી જતો હતો. સિંહના મનમાં એ ભાવ નથી આવતો કે બકરીને ખાઈ જાઉં અને બકરીને એ ભય નથી રહેતો કે સિંહ મને ખાઈ જશે. આ છે વીતરાગનો ક્ષમા સ્તોત્રનો પ્રભાવ જે પ્રાણીઓના જન્મજાત વેરને પણ ધોઇ નાખે છે

પ્રેમનું આકર્ષણ ફક્ત માનવ હૃદયને જ આકર્ષિત કરે છે એમાં પૂર્ણ સત્ય નથી. એક કૂતરો પણ પ્રેમને પીછાને છે

તમે જો પ્રેમભર્યો હાથ એની પીઠ પર ફેરવશો તો એ પણ પૂંછડી પટપટાવશે. સ્પેનની એક વાત છે એક ગોવાળીયો દૂધ દોહતી વખતે મધુર વાદ્ય વગાડી રહ્યો હતો કોઈએ એનું કારણ પૂછ્યું તો બોલ્યો કે ગાય પ્રેમની તરસી છે એ પશુ પ્રેમના મોલ જાણે છે એની સામે જ્યારે હું વાદ્ય વગાડું છું તો એ પોતાની પાસેનું સઘળું દૂધ આપી દે છે માટે એને પ્રેમમાં તન્મય બનાવવા માટે જ હું વાદ્ય વગાડું છું સાચી વાત તો એ છે કે ગાય પ્રેમથી જ દૂધ દે છે અને પ્રેમ વડે જ એના દેહના એક ભાગમાં દૂધનું નિર્માણ થાય છે પોતાના વત્સ પ્રત્યે ઉભરાતો એનો પ્રેમ જ દૂધ પેદા કરે છે અને એ દૂધ આપે છે પણ પોતાના વત્સ માટે. મનુષ્ય તો એનો માન, ન માન મૈં તેરા મહેમાન" બની દૂધનો હકદાર બની જાય છે મદ્રાસ તરફ પૈસાના પિપાસુ માણસો દૂધ લેવા પાછળ કરી-કરી પોતાની માનવતાને ભૂલી જાય છે માણસના હૃદયમાં જ્યારે એક માત્ર પૈસો બેસી જાય છે ત્યારે એ પ્રેમને ખોઈ નાખે છે ત્યારે પૈસો પિશાચ બનીને માનવ ને દાનવ બનાવી દે છે પછી એના હૃદયમાંથી કોમળતાના અંકુરો સૂકાઈ જાય છે

હા તો હું તમને એક બીના જણે કહી રહ્યો હતો. મદ્રાસ તરફ ગોવાળીયા ગાય પાસેથી વધુમાં વધુ દૂધ લેવા ચાહે છે ગાયનું બચ્ચું દૂધ પી જાય છે એટલું નુકશાન પણ તેઓ બરદાસ્ત કરવા ઇચ્છતા નથી. તેથી એમણે પેલા નાનકડા બચ્ચાને મારી નાખ્યું પણ સાંજ વેળાએ દૂધ દોહવા બેઠા ત્યારે એક ટીપુંય દૂધ આપ્યું નહીં કારણ કે ગાયનું પ્યારું બાળક આજે એની આંખો સામે નહોતું એણે વિચાર્યું આ તો બહુ ખોટું થયું આ તો તે જ કહેવત થઈ કે **आधी छोड आखो को धावे सो दुनी आधि हु नहिं पावे** પૂરો લાભ લેવા ગયા તો અડધાથી પણ હાથ ધોવા પડ્યા. પણ આખરે માણસ પાસે બુદ્ધિનું બહુ મોટું બળ છે એના

શકી તો એ સૃષ્ટિ સમસ્તના પ્રાણીઓનો રાજા બન્યો છે પણ બુદ્ધિ એ તો દુધારી તલવાર છે એનો ઉપયોગ કદી કદી તો બીજાના વિનાશ માટે કરી લેવામા આવે છે હા, તો એણે પણ એમ જ કર્યું એ વત્સના શબને ચીરી એમા ઘાસ ભરી દીધુ સાંજે ગાય સામે ઘાસ ભરેલુ મૃત બચ્ચુ ઊભુ કરી દીધુ એ માતાની મમતા તો જુઓ એ પોતાની જીભ વડે એને ચાટતી જતી અને દૂધ આપતી જતી હતી આ છે પશુસસારની વાત, જે પ્રેમના ભૂખ્યા છે ગાય પોતાના મૃત વત્સ ઉપર પણ પ્રેમ વરસાવે છે અને એને જોઈને જ દૂધ આપે છે આ છે પશુજગતની પ્રેમકહાણી

સત્ય એ છે કે જ્યા પ્રેમનુ નાનુ શું પણ કિરણ છે અને એમા જો સજીવતા છે તો એમા આકર્ષણ રહેશે પતગિયાની સામે અગર લાખ રૂપિયાનો ઢગ પડ્યો હોય, હીરા-મોતી પડ્યા હોય પણ એમા જો નાની-શી દીપ-શીખા નહી હોય તો પતગિયા માટે એનુ કોઈ આકર્ષણ નહી રહે. બીજી બાજુ પેલુ માટીનુ કોડિયુ છે-બે પૈસાની કીમતનુ છે પણ એમા તેલ છે અને દીપશિખા જલે છે તો પતગિયુ ત્યા તરત દોડી આવશે. એને નિમત્રણ આપવાની જરૂર નહી આજ વાત મહેલોમા વસનારાઓની છે. કરોડોનો વૈભવ છે, અને સગેમરમરના ફર્શ ઉપર લક્ષ્મી ક્રીડા-કલાપ કરી રહી છે પણ એ વૈભવના ઢગ પર પ્રેમની જ્યોત જગતી નથી તો એ કરોડોનો વૈભવ પણ હૃદયને આકર્ષિત નહી કરી શકે આવા સ્થાને તમે પહોચી પણ ગયા તો ત્યાથી પ્રસન્નતા લઈને તમે પાછા નહી વળો તમારુ મન ગ્લાનિથી ભરાઈ જશે બીજી બાજુ એક ઝૂપડું છે, લૂખા રોટલા ઉપર દિવસ પસાર કરતુ ખેડૂત પરિવાર એમા વસે છે, ત્યા નથી આરસ પથર તેમ નથી ફરનીચર કે રેડિયાનુ મધુર સગીત તેમ છતાય એના હૃદયમાં પ્રેમનો દીવડો ઝગમગે છે. પરિવારમા પ્રેમના છાટણા છટાય છે, તમે ત્યાં પહોચી જશો તો એ જ લૂખા રોટલા અને છાશ વડે તમારુ ભાવભર્યું સ્વાગત થશે રોટલો ભલે લૂખો ગ્યો પણ એમા સ્નેહની એવી ચિકાશ હશે જે તમારા હૃદયને જીતી લેશે તમે ઝૂપડામાથી વિદાય લેશો ત્યારે તમારું હૃદય સ્નેહથી ભર્યું-ભર્યું હશે પ્રેમમા એવો જાદુ છે કે તમે બીજાને કઈ ન આપીને પણ એને પોતાનો કરી શકો છો

અને આ બાજુ તમે સર્વ કાઈ આપી દ્યો, પણ એમા સ્નેહની ભેટ નહી હોય તો સર્વ કાઈ દેવા છતા તમે એને પોતાનો બનાવી શકશો નહીં.

માટે સત્તા દ્વારા કોઈની પાસેથી વધુ કામ થઈ શકતું નથી. પરંતુ પ્રેમ વડે એની પાસેથી પૂરેપૂરો શ્રમ સેવડાવી લો તો પણ એ હસતો જ મળશે. સાસુ વહુ ઉપર સત્તા જમાવશે તો વહુને પોતાની નહીં બનાવી શકે અને જ્યારે હૃદયમાં સ્થાન નહીં હોય તો પછી નાનું સરખું કામ પણ ભાર બની જશે. સાસુ વહુમાં પોતાપણું જગાવી દે, એને સ્નેહ અને સહાનુભૂતિ આપે તો હું માનું છું કે વહુ એને પોતાની માતા જ સમજશે અને એ જ પ્રેમથી એ એની સેવા કરશે જેટલી કે અત્યારી માતાની કરે છે. ભારતના પરિવારોમાં જે સાસુ-વહુની ટક્કર ચાલે છે અને સંઘર્ષની ભઠ્ઠીમાં સારો ય પરિવાર ઝુલસતો રહે છે અને ક્યારેક એ સંઘર્ષનો આવો કડવો અંત આવે છે કે સારું ય કુળ કલંકિત થઈ જાય છે. પરિવારમાં જો પ્રેમગંગા વહી જાય તો બધાં જ સંઘર્ષોનાં મૂળ જ સમાપ્ત થઈ જશે.

જ્યારે કન્યા પિતાના ઘેરથી સાસરે જાય છે ત્યારે બહેનો ગીતમાં ગાતી એ કહી જાય છે કે "તું જે ઘરમાં જઈ રહી છે એ ઘરની રાણી થઈને રહેજે" આ રીતે માતાએ પુત્રીને ઘર ઉપર શાસન કરવાની કેળવણી આપે છે પરંતુ શાસન કરવા માટે તો સરકારને સિપાહીઓ રાખવા પડે છે જેલ પણ જોઈએ પણ માતાએ બેટીને આ સાધનો ક્યારે આપ્યાં! છતાં પણ એણે રાણી બનવું છે. આ બધે શાસન કરશે! એ તો પ્રેમબળ વડે જ શાસન કરી શકે છે. વહુ બનીને જતી બહેનને હું કહીશ કે એ જે ઘરમાં જાય ત્યાં સ્નેહની નદી વહાવે. એને એક કરવાનું કામ કરે. જુદાં મનોમાં બે હૃદયને મેળવ. તૂટેલાં હૃદયોને પ્રેમસૂત્રમાં બાંધે. તોડવાનું દુનિયા જાણે છે પણ જોડવાનું નહીં. દુનિયા સાંધનારને–જોડનારને જ પ્રથમ સ્થાન આપે છે. તમે કાતર અને સોય બન્નેને જાણો છો અને લોકોમાંથી બનેલી છે. કાતર એકનું બે કરવાનું કામ છે તેથી જ તો એ દુનિયાની ઠોકરો ખાય છે. આ તરફ તમે સોયને પણ જાણો છો. એમાં કાતર કરતા લોઢું ઓછું વાપર્યું છે અને વજન પણ ઓછું છે તેમ એની કીંમત પણ ઓછી છે પરંતુ એનું કામ તૂટેલાને સાંધવાનું–જોડવાનું છે તેથી એને સન્માન મળે છે. જ્યારે સોયનું કામ સમાપ્ત થઈ જાય છે ત્યારે કોઈ એને જમીન ઉપર પડવા નથી દેતું એને ટોપી અથવા પાઘડીમાં ખોસતા હોય છે. પણ શું તમે કાતરને કદી ટોપીમાં રખાતી જોઈ છે?

હા, તો તમારે દુનિયાની નજરોમાં સન્માન મેળવવું છે તો તૂટેલાને જોડવાનું કામ કરો. હૃદયમાં સ્નેહ–ધારા વહીને ચાલો. તમે પરિવારમાં રહો

અથવા સમાજમા, પણ સર્વત્ર જોડવાનુ કામ કરતા રહેજો પરિવારના સભ્યો વચ્ચે દીવાલ બનીને રહેશો નહો સમાજના ભાઈઓમા અગર વૈમનસ્ય ઈર્ષ્યા-દ્વેષ છે, હૃદયમા ઘૃણાની દુર્ગન્ધ છે તો તમે તમારા હૃદયની સ્નેહ-સુગધને ફેલાવજો પ્રેમના પાણી વડે ઘૃણાને ધોઈ નાખજો

પ્રેમ તો પાણી છે એને વહેવા દો એને કોઈ ખાડામા કેદ ન કરશો એ ખાડો પરિવારનો હોય કે સમાજનો, સપ્રદાયનો પણ કેમ ન હોય, પણ તમે પ્રેમને એમા કેદ કરી મૂકશો નહી પાણી બધાઈ જાય છે ત્યારે એમા દુર્ગન્ધ પેદા થઈ જાય છે, ઝેરી કીટાણુ પેદા થાય છે પ્રેમના કટકા ન કરશો. આજે તો પ્રેમને પણ કટકામા વહેચી નાખ્યો છે જાતિ-પ્રેમ, ભાષા પ્રેમ, સપ્રદાય-પ્રેમ પ્રેમના કટકા થાય તો એનો આત્મા ઊડી જશે આ શરીર કેટલુ સુદર છે પણ એના જો ટુકડા કરી નાખવામા આવે તો શુ એની આવી સુદરતા કાયમ રહેશે ખરી ? શુ ટુકડાઓમા આત્મા કાયમ રહેશે ? આત્મા ટુકડામા રહી શકતો નથી અને આત્માના વિદાય થયા બાદ એમા ઝેરી કીટાણુ પેદા થઈ જશે, એમા દુર્ગન્ધ પેદા થશે તેવી જ રીતે પ્રેમના જો ટુકડા કરો નાખવામા આવે તો એમા પ્રેમનો આત્મા સમાપ્ત થઈ જશે, અને દ્વેષના કીટાણુ પેદા થઈ જશે ઘૃણા આવવા લાગશે અને પછી મડદુ પ્રેમને ગળે લગાવી પ્રેમના નામે ઘૃણા જ ફેલાવશે જે પ્રેમ બે હૃદયો વચ્ચે આગનુ કામ કરે છે, તે જીવિત નહી પણ મૃત છે તે અખડ નહી પણ ખડિત પ્રેમ છે અને એ માનવતાના ટુકડા-કટકા કરવાનુ કામ કરે છે તેથી જ પ્રેમના ગીત ગાવા છતા પણ ભારતવાસી ભાષાવાદ, પ્રાતવાદ અને સપ્રદાયના નામે લડે છે ભાઈ ભાઈના લોહીનો તરસ્યો બન્યો છે. શુ એને પ્રેમ કહેવાશે ?

ટુકડાઓમા રહેલો પ્રેમ એ ક્ષુદ્ર પ્રેમ છે, જે માનવતાને દેવત્વ તરફ નહી પણ પશુતા ભણી દોરી લઈ જાય છે વિરાટ પ્રેમ અખડ માનવતામા વિશ્વાસ ધરાવે છે, એ વિશ્વના કોઈ પણ પ્રાણથી ઘૃણા કરવાનુ શીખવતો નથી જે પોતાના ભાઈઓથી ઘૃણા કરવાનુ શીખવે છે તે દુનિયાની બીજી કોઈ ચીજ હોઈ શકે છે પણ એ પ્રેમ હોઈ શકે નહિ વિરાટ પ્રેમમા ઘૃણા, દ્વેષ, કલહ અને હિસાને બિલકુલ સ્થાન નથી ચીની સત માઓત્સેએ કહ્યુ છે કે ચોર પોતાના ઘર પ્રત્યે તો પ્રેમ ધરાવે છે પરતુ બીજાના ઘેર ચોરી કરે છે એણે તો ફક્ત પોતાના જ ઘર પ્રત્યે પ્રેમ કરવાનુ શીખ્યુ છે. એનો એ ક્ષુદ્ર પ્રેમ બીજાના માલને ઉપાડી લેવા માટે હાથ ફેલાવવાની

પ્રેરણા આપે છે. એક હત્યારો છે એને પોતાના પ્રાણ વહાલા છે પણ એ બીજાના પ્રાણો હરી લે છે. રાજા પોતાના દેશથી પ્રેમ કરે છે પણ બીજા દેશો સામે યુદ્ધ કરી એનું શોષણ કરે છે. ચોર જેમ પોતાના ઘર પર પ્રેમ રાખે છે એમ બધાં જ ઘરો પ્રત્યે પ્રેમ રાખતો થાય, હત્યારો પોતાના પ્રાણની જેમ બીજાના પ્રાણોનું રક્ષણ કરતો થાય, રાજા પોતાના રાષ્ટ્રની જેમ અન્ય રાષ્ટ્રોની જનતા પ્રત્યે સ્નેહ અને સહાનુભૂતિ રાખતો થાય તો અન્યત્ર સ્વર્ગ શોધવા જવાની જરૂર રહેશે નહીં. આ સંસાર જ સ્વર્ગ બની જશે.

સંકુચિત પ્રેમ ફક્ત પોતાનું સુખ ઇચ્છે છે, ત્યારે વિરાટ પ્રેમ સૌને સુખી બનાવવા ઇચ્છે છે. સૌના સુખમાં એ પોતાનું સુખ જુએ છે. એક વખતની વાત છે. એક રાજા શિકાર રમવા જંગલમાં નીકળી પડ્યો. ઘોડો પૂરપાટ વેગે દોડી રહ્યો હતો. રાજાનું મન શિકારની કલ્પનાઓમાં ડૂબેલું હતું. શિકાર પણ એક જાતનું વ્યસન છે. મનુષ્યમાં જ્યારે સ્નેહ અને અહિંસાનું તત્ત્વ ઓછું થાય છે ત્યારે એ બીજાને પીડતાં અને તડપતાં જોઈ એનું મન પ્રસન્નતા અનુભવે છે. આ ક્ષુદ્ર હૃદયની વૃત્તિ છે જે વડે મનુષ્ય બીજાને રોવડાવી પોતે હસે છે.

પ્રકૃતિ (કુદરત) પણ આવા પાપને વધુ સમય સુધી સાંખી શકતી નથી. એ પણ મનુષ્યને દંડ દેવા માટે તત્પર બને છે અને આવી જ બીના એ રાજાની સાથે બને છે. જ્યારે એ બાણ ચઢાવી એક મૃગલાની પાછળ દોડી રહ્યો હતો ત્યારે જ અચાનક આકાશમાં કાળું વાદળ છવાઈ ગયું અને થોડી જ વારમાં સમગ્ર આકાશ કાળું બની ગયું. વીજળીનો કડકડાટ શરૂ થયો. વાવંટોળ ફૂંકાયો. પ્રચંડ તોફાન વરસાદ ખેંચી લાવ્યું. વરસાદમાં મોટા મોટા ઓળા પણ પડવા લાગ્યા. રાજાએ વૃક્ષનો આશ્રય લઈ કોઈ રીતે પોતાનું રક્ષણ કર્યું. પરંતુ વરસાદના શીતના કારણે અને ઓળાના પ્રહારે ઘોડાના પ્રાણ લઈ લીધા. એકાદ કલાક બાદ તોફાન કાંઈક શાંત સાંજવેળા થઈ ગઈ હતી. રાજા પણ થાકી ગયો હતો. સુંદર ઘોડાના ચાલી જવાથી એને દુઃખ તો થતું હતું ત્યાં વળી-બીજી ઠંડી હવા એના શરીરને વળી વીંધી રહી હતી. આ બાજુ ભૂખ સતાવી રહી હતી. આખરે જેમ તેમ કરી રાજા એક નાનકડા ગામડે પહોંચ્યો. અંધારું થઈ ગયું હતું. ગામમાં જઈ એણે ખેડૂતો પાસે રાત પસાર કરવા માટે સ્થાનની માગણી કરી, પણ કોઈ આ તરુણને રાત માટે પોતાને ત્યાં ઉતારો દેવા તૈયાર ન થયું. કારણ કે આજે મનુષ્યને મનુષ્ય ઉપર વિશ્વાસ રહ્યો નથી.

મનુષ્ય એક અજાયબ-અજાણ્યા પશુને પોતાને ત્યા રાખી શકે છે. જંગલમા ગોથા ખાતી રસ્તો ભૂલેલી ગાય કોઈને જો મળી જશે તો એ એને લાવી પોતાને ઘેર બાધી દેશે એ અનજાન-અજાણ્યા પશુ ઉપર ભરોસો કરશે પણ અજાણ્યા મનુષ્ય પર નહી કરે કારણ કે માનવીએ પોતાનો વિશ્વાસ ખોયો છે પશુ ઉપર તમે વિશ્વાસ કરી શકો છો એને થોડુ ઘાસ નીરી છુટકારો મેળવી લેશો પણ મનુષ્ય એક એવુ પ્રાણી છે કે જેને ભરપેટ રોટલો ખવડાવી પાણી પાઈ દો અને એને ખાટલા ઉપર સુવડાવી દો સૂવા માટે શેતરજી, ગાદી અને શાલ પણ આપી દો પણ જ્યારે સવારે ઊઠીને તમે જુઓ છો તો ખાટલો તો પડ્યો છે પણ પેલો માણસ ગૂમ છે એટલુ જ નહી સાથે પેલા ગાદી-શાલ પણ ગૂમ છે અને તક મળશે તો તમારા કોટનુ ખિસ્સુ પણ સાફ કરી દેશે તેથી મનુષ્યને માનવ નામના પ્રાણીથી બહુ મોટો ભય લાગે છે

હા, તો એકનુ પાપ સૌને ભોગવવુ પડે છે આખરે એ છે તો આપણો જ ભાઈ એટલે એના કામોના છાટા આપણ પર પણ ઊડે છે. તેથી બીજાનો શેતાનિયત અને અન્યાયનો દડ આપણને પણ ભોગવવો પડે છે રાજા પણ આ નિયમમા અપવાદ ન બની શક્યો ઘેર-ઘેર ફળી વળ્યો. પણ કોઈએ ઠડી રાત્રે ઠઠુરતા માણસના રક્ષણ કાજે દ્વાર ન ખોલ્યા તે ન જ ખોલ્યા ભોજનની તો વાત જ જુદી હતી. છેવટે ગામનુ બીજુ નાકુ પણ આવી ગયુ રાજા હતાશ બની કોઈ વૃક્ષનુ શરણ લેવા માગતો હતો ત્યાજ કોઈ ટમટમતા દીપકે એને આકર્ષિત કર્યો રાજા ત્યા પહોચ્યો તો એને એક ઘરડો ખેડૂત ત્યા મળ્યો એણે ઊઠીને એનુ સ્વાગત કર્યુ રાજાએ પૂછ્યુ 'ગામમા ક્યાય મુસાફરખાનુ કે ધર્મશાળા છે? એક રાત પસાર કરવી છે.'

ખેડૂત બોલ્યો "આ ઘર જ ધર્મશાળા છે, ભાઈ આપણે સૌ મુસાફરો જ છીએ કોઈ સાથે બાધીને લાવ્યુ છે? અને જતી વેળા છાતીએ બાધીને શુ લઈ જવાના છે?" અને એણે તો રાજા માટે એક ખાટલો પાથરી દીધો રાજા ખાટલા પર બેઠો તો ખરો પણ હજુય એના દાત ઠડીને લીધે કચકચ થતા હતા. ખેડૂતે આ જોઈ એની પાસે જલતી સગડી મૂકી. એના વડે એને કાઈ ગરમી આવી ખેડૂતે પૂછ્યુ "ક્યાથી આવો છો, ભાઈ, અને આટલી રાતે ક્યા જાઓ છો?" રાજાએ કહ્યુ "હુ મુસાફર છુ મારે ગામ જઈ રહ્યો હતો પણ વરસાદ અને તોફાનમા ઘેરાઈ ગયો."

તમને કાંઈક દેવા ઈચ્છે છે" ખેડૂતે કહ્યુ, "તમારી અમૃત-નજર જ મારા માટે બસ છે અને કાંઈક દેવા જ માગતા હો તો આ વર્ષ માટે બધા ખેડૂત ભાઈઓનો લાગ લેવો મુલતી રાખો, કારણ કે અતિવૃષ્ટિને લીધે લગભગ બધો જ પાક ધોવાઈ ગયો છે" રાજાએ કહ્યુ "આ માટે તો મે પહેલા જ આજ્ઞા આપી દીધી છે તેથી તમે બીજુ કઈક માગો" ખેડૂતે કહ્યું. "ઠીક ત્યારે જે જે ખેડુતોના ખેતરોમા કૂવા નથી અને પાણીના અભાવે પ્રતિવર્ષ જેમનો ઊભો પાક નષ્ટ થઈ જાય છે, તે બધાના ખેતરોમાં રાજ્ય વતી એક-એક કૂવો ખોદાવી આપો" રાજાએ કહ્યુ "આ પણ મને મજૂર છે રાજનો ખજાનો તમારા સૌ ખેડુતોની ગાઢી કમાણીથી ભરાય છે. એની પાઈ-પાઈ ઉપર જનતાનો અધિકાર છે અને એમના હિત માટે એનો ઉપયોગ થવો જ જોઈએ પણ તમે તમારા માટે તો કઈક માગો" ખેડૂત બોલ્યો "આ બધામા હુ પણ આવી ગયો અને હુ વધુ ધન સગ્રહ કરીને પોતાના જ ભાઈઓ વચ્ચે ભેદની દીવાલ ઊભી કરવા ઇચ્છતો નથી સૌ સુખી હશે તો મારો વારો પણ એમા આવશે જ" આમ તમે જોયુ કે સૌના સુખમા પોતાનુ સુખ જોવાની કલ્પના જ વિરાટ બનીને વિશ્વપ્રેમનુ રૂપ લે છે. તમે તમારા પ્રેમને ક્ષુદ્ર ઘરમાથી કાઢી વિરાટ ભણી લઈ જાઓ ત્યારે જ એ (પ્રેમ) મગળપ્રદ બની શકે છે.



